॥ नमः श्रीजिनशासनाय ॥

॥ सकलद्वादशाङ्गोपनिषद्भूतमहामन्त्रश्रीपरमेष्ठिनमस्काराय नमोनमः ॥



# જ્ઞાનનાં ઝરણાં

શ્રી હારિભદ્રીય અષ્ટક ૮ના પ્રથમ શ્લોક ઉપર શાસ્ત્રદૃગ્પથ બોધક

સમર્થ તાત્વિક વ્યાખ્યાતા

**પૂ. આગમોદ્ધારક શ્રી આનંદસાગરસૂરીશ્વરજીના**

દશ

વ્યાખ્યાનો





# શ્રદ્ધાંજલિ

જેઓના
હૃદયના તારને ઝણઝણાવી મૂકનારા અર્થગંભીર
શાસ્ત્રોના પર્યાલોચન બળે દેવગુરુકૃપાએ
તાત્ત્વિક દૃષ્ટિ આપડી અને જીવનની
માર્મિક સફલતાનો રાહ
સમજાયો
તે–

દુષ્મારતિમિરતરણિ સુગૃહિતનામધેય

## પૂ. આ. શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મ. ને

ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ સાથે
કોટિ કોટિ વંદના!!!

यथास्थिनाद्दमतवस्तुवेदिने,
निराकृताशेषविपक्षवादिने ।
विदग्धमध्यस्थविमृश्यतारय,
नमोऽस्तु तस्मै श्रीहरिभद्रसूरये ॥



ધ્યાનસ્થસ્વર્ગત
પૂ આગમોદ્ધારકશ્રી



આગમમંદિર સંસ્થાપક આગમપારગામી
પૂ. આચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ
[ધ્યાનસ્થ દશામાં સ્વર્ગવાસ વિ. સં. ૨૦૦૬ વૈ. વ. ૫]
સુરત

॥ श्री महावीरस्वामिने नमः ॥

॥ अनन्तशक्ति समुज्जृम्भकाय श्रीनमस्कारमहामंत्राय नमः ॥





# જ્ઞાનનાં ઝરણાં

(પૂ. આગમોદ્ધારક શ્રી ધ્યાનસ્થસ્વર્ગત આ. શ્રી આનંદસાગર-સૂરીશ્વરજી મ. ના "પચ્ચક્ખાણ" વિષયક દશ વ્યાખ્યાનો)

પ્રકાશક

શ્રી મીઠાભાઈ કલ્યાણચંદ જૈન પેઢી

કપડવંજ

| | | |
|---|---|---|
| વીર નિ. સં. | આગમો. સં. | વિક્રમ સં. |
| ૨૪૮૪ | ૮ | ૨૦૧૪ |
| પ્રથમાવૃત્તિ | | મૂલ્ય |
| ૧૦૦૦ | | ૧ા |





# આર્થિક સહાયકોની નામાવલિ

રૂ.
૨૦૦) શાહ ખાતે
૧૦૦) વકીલ શનાભાઈ ઘેલાભાઈ
૧૧૫) શાહ ખાતે

## પૂ. મુનિરાજશ્રી કંચનવિજયજી મ. ના ઉપદેશ અને પ્રેરણાથી

૭૨) શ્રી જૈન સંઘ લુણાવાડા
૫૦) શેઠ મીઠાભાઈ ગુલાલચંદ ઉપાશ્રય–કપડવંજ
૨૫) શેઠ ખીમચંદ હીરાલાલ લુણાવાડા
૫૦) શેઠ લલ્લુભાઈ માણેકચંદ કપડવંજ

પ્રકાશક હીરાલાલ જિંદાણી શ્રી જૈન શ્વેતામ્બર સંઘની પેઢીના
મુખ્ય કાર્યવાહક પીપળી બજાર, ઈડર ગામ
મુદ્રક શાહ શાન્તિલાલ હિંમતલાલ, શ્રી ઈન્દિરા પ્રિન્ટીંગ વર્કસ,
ખાડિયા, ચારરસ્તા–અમદાવાદ

# મંગલ-સ્મૃતિ

આગમજ્યોતિર્ધર આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત પૂ. આ શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ૦ના શિષ્યરત્ન શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક પૂ. આ. શ્રી ચંદ્રસાગર સૂરિવર્યના પરમવિનેય તપોમૂર્તિ પૂ. મુનિરત્ન શ્રી ધર્મસાગર મ૦ ગણિવરના શિષ્ય મુનિ અભયસાગર, પૂ. આગમોદ્ધારકશ્રીના શિષ્યરત્ન બાલમુનિ સ્વ. શ્રી મહેન્દ્રસાગરજી મ૦ના શિષ્ય પૂ. મુનિશ્રી સૌભાગ્યસાગરજી મ૦ પૂ. આગમોદ્ધારકશ્રીના પ્રથમ શિષ્ય સ્વ. પૂ. શ્રી વિજયસાગરજી મ૦ના શિષ્ય પૂ. મુનિશ્રી પ્રમોદસાગરજી મ૦ના શિષ્ય મુનિશ્રી પ્રમોદસાગરજી મ૦ પૂ. આગમોદ્ધારકશ્રીના શિષ્ય પૂ. મુનિશ્રી મેઘસાગરજી મ૦ કરેલ વર્ષીતપના

તથા

શ્રી વર્દ્ધમાન તપ આરાધના પ્રયોજક પૂ. સાધ્વી શ્રી તીર્થશ્રીજી મ૦ શિષ્યા તપસ્વિની પૂ. શ્રી રંજનશ્રીજી મ૦ શિષ્યા પૂ. સજ્જનશ્રીજી મ૦ શિષ્યા પૂ. સદ્ગુણાશ્રીજી મ૦ શિષ્યા સાધ્વી શ્રી સુવ્રતાશ્રીજીએ જ્યાં કરેલ વર્ષી તપના અને પૂ. સુવ્રતાશ્રી શિષ્યા પૂ. તત્ત્વાનંદશ્રીજીએ ઉપધાન સહિત કરેલ વર્ષીતપના

મંગલ પારણાની મધુરી સ્મૃતિ
નિમિત્તે આ વ્યાખ્યાન-સંગ્રહનું
પ્રકાશન છે.





# વંદનાંજલિ

જેઓશ્રી

તાત્ત્વિક વ્યાખ્યાનો અને આગમિક તલસ્પર્શી વિવેચનોથી
સૂક્ષ્મપ્રજ્ઞ-જિજ્ઞાસુ ભાવુકજનોના હૃદય-સિંહાસને
આગમોના બે-તાજ સમ્રાટ
તરીકે બિરાજમાન છે

અને

શ્રુતજ્ઞાનના સતત નિદિધ્યાસન તથા અપૂર્વ ધ્યાનના અગ્નિ
બળે જંગમ-સાક્ષાત્ આગમોની પ્રતિમૂર્તિ રૂપે
વિદ્વાનોના હૃદયમાં પ્રતિબિંબિત છે.

તે

ધ્યાનસ્થ સ્વર્ગત—આગમોદ્ધારક આગમ સમ્રાટ
પૂ. આ. શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ૦
ના પવિત્ર ચરણોમાં
ભૂરિ ભૂરિ વંદના!!!

आगमोद्धारकर्त्तार, शलाणेशप्रबोधक ।
ध्यानस्थस्वर्गत नौमि, सागरानन्दसूरिण ॥



## વાચકોને ...!

## કહેવા જોગું !!!

'અનંત ઉપકારી પરમ ગુરુઓનો હિતકર ઉપદેશ છે કે – "જીવનશુદ્ધિના ધ્યેયને સર્વાંગસંપૂર્ણ સફળ કરવા માટે જ્ઞાનીઓએ જણાવેલ વીતરાગની વાણીના મર્મસ્પર્શી સ્વાધ્યાય તેમજ જિજ્ઞાસાપૂર્વકના પઠન-મનન આદિ સતતપણે ચાલુ રાખી સંયમ અને માનવભવની સાચી સફળતા મેળવવી"

આ ઉપદેશને મૂર્ત સ્વરૂપ આપવાના પુનિત કાર્યનું મંગલાચરણ દેવ-ગુરુની અસીમ કૃપા અને પ્રસ્તુત પુસ્તકના સંપાદન દ્વારા મારા જીવનમાં થઈ રહ્યાનું આત્મ-વિશ્વાસભર્યું અનુભવી અવર્ણ્ય હર્ષની લાગણી અનુભવાય છે

કેમકે આગમજ્યોતિર્ધર - તારકવર્ય પ્રદાદા ગુરુદેવ, ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારકશ્રી મહારાજનો વ્યક્ત પરિચય પૂર્વના પુણ્યની ખામીના કારણે મેળવી ન શક્યા, તે છતાં પૂ. આગમોદ્ધારકશ્રીની પરોક્ષ કૃપા મુજ પર વરસી છે, એમ મારે પોતાના કેટલાક નક્કર અનુભવો પરથી કહેવું જ પડે છે

ફક્ત પ્રસ્તુત વ્યાખ્યાનોનો સંગ્રહ અણધારી રીતે યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ પૂ. શ્રી બુદ્ધિસાગરસૂરિ મ.ના શિષ્યરત્ન પૂ. આ

# વંદનાંજલિ

જેઓશ્રી

તાત્ત્વિક વ્યાખ્યાનો અને આગમિક તત્ત્વસ્પર્શી વિવેચનોથી
સૂક્ષ્મપ્રજ્ઞ-જિજ્ઞાસુ ભાવુકજનોના હૃદય-સિંહાસને
આગમોના બે-સિરતાજ સમ્રાટ
તરીકે વિરાજમાન છે

અને

શ્રુતજ્ઞાનના સતત નિદિધ્યાસન તથા અપૂર્વ ધારણા શક્તિ
અને જંગમ-સાક્ષાત્ આગમોની પ્રતિમૂર્તિ રૂપે
વિદ્વાનોના હૃદયમાં પ્રતિબિંબિત છે.

તે

ધ્યાનસ્થ સ્વર્ગત—આગમોદ્ધારક આગમ સમ્રાટ
**પૂ. આ. શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ૦**
ના પવિત્ર ચરણોમાં
ભૂરિ ભૂરિ વંદના!!!

आगमोद्धारकर्त्तारं, शैलाणेशप्रबोधकं ।
ध्यानस्थस्वर्गतं नौमि, सागरानन्दसूरिणं ॥



# વાચકોને .... !

## કહેવા જોગું !!!

અનંત ઉપકારી પરમ ગુરુઓનો હિતકર ઉપદેશ છે કે.— "જીવનશુદ્ધિના ધ્યેયને સર્વાંગસંપૂર્ણ સફળ કરવા માટે જ્ઞાનીઓએ જણાવેલ વીતરાગની વાણીના મર્મસ્પર્શી વ્યાખ્યાન તેમજ જિજ્ઞાસાપૂર્વકના પઠન-મનન આદિ સતતપણે ધ્યાન રાખી સંયમ અને માનવભવની સાચી સફળતા મેળવવી"

આ ઉપદેશને મૂર્ત સ્વરૂપ આપવાના પુનિત કાર્યનું મંગલાચરણ પણ દેવ-ગુરુની અસીમ કૃપા અને પ્રસ્તુત પુસ્તકના સંપાદન દ્વારા મારા જીવનમાં થઈ રહ્યાનું આત્મ-વિશ્વાસને અનુભવી અવર્ણ્ય હર્ષની લાગણી અનુભવાય છે

કેમકે આગમજ્યોતિર્ધર ... તારકવર્ય પ્રદાદા ગુરુદેવ ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારકશ્રી મહારાજનો વ્યક્ત પરિચય પૂરતા પુણ્યની ખામીના કારણે મેળવી ન શક્યો, તે છતાં પૂ. આગમોદ્ધારકશ્રીની પરોક્ષ કૃપા મુજ પર વરસી છે, એમ મારે પોતાના કેટલાક નક્કર અનુભવો પરથી કહેવું જ પડે છે

ફલત. પ્રસ્તુત વ્યાખ્યાનોનો સંગ્રહ અણધારી રીતે યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ પૂ. શ્રી બુદ્ધિસાગરસૂરિ મ૦ના શિષ્યરત્ન પૂ. આ

શ્રી કીર્તિસાગર સૂરિમ. ના પ્રશિષ્ય શાંતમૂર્તિ વિનયગુણપરિષ્ઠ ઉપાધ્યાયજી શ્રી કૈલાસસાગરજી મ. પાસેથી વિ. સં. ૨૦૧૩ ના અસાડ માસમાં મળ્યો, અને જે દેવગુરુની અસીમ કૃપાથી શક્તિ અને પહોંચ ન હોવા છતાં તીવ્રોલ્લાસ અને ભાવનાની અભિવૃદ્ધિ સાથે વર્ષીતપ જેવો મહાન્ તપ પૂર્ણ થયો, તેની યત્કિંચિત્ કૃતજ્ઞતા અભિવ્યક્ત કરવા વર્ષીતપના પારણા પ્રસંગે પૂ. આગમો-દ્ધારકશ્રીના ઉપસંપદાપ્રાપ્ત અંતેવાસી ધર્મસ્નેહી મુનિરત્ન શ્રી કંચનવિજયજી મ. અને આગમોદ્ધારકશ્રીના વિનયી શિષ્યરત્ન સ્વભ્યસ્ત વિદ્વદ્વર્ય પૂ. મુનિરાજ શ્રી સૂર્યોદયસાગરજી મ. ની સત્પ્રેરણા અને ભાવપૂર્ણ અનુમોદન મેળવી પૂ. આગમોદ્ધારકશ્રીના અત્યંત સૂક્ષ્મ તાત્ત્વિકતાથી ભરપૂર પ્રસ્તુત વ્યાખ્યાનોના સંગ્રહને પુસ્તક રૂપે તૈયાર કરવાનું મોંઘેરું સદ્ભાગ્ય મને સાંપડ્યું છે

પૂ. આગમોદ્ધારકશ્રીએ વિ. સં. ૨૦૦૦ ના મુંબઈ (ગોડીજી જૈન ઉપાશ્રય) ના ચોમાસા દરમ્યાન ધર્મપ્રેમી શેઠ શ્રી કાંતિલાલ ઈશ્વરલાલની અત્યાગ્રહભરી વિનંતિથી તેઓના (ઈશ્વરનિવાસ-મરીનડ્રાઈવ) નિવાસ સ્થાને-બંગલે ભાદરવા સુદ ૧૫ થી ભાદરવા વદ ૯ સુધી આ વ્યાખ્યાનો આપેલા અને તેની નોંધ પૂજ્યશ્રીના વ્યાખ્યાનોને ઝડપી રીતે ઉતારવામાં સુનિષ્ણાત સુશ્રાવક શ્રી ભીખાભાઈ છગનલાલે (જેઓ પાછલા જીવનમાં પૂ. આ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ. ના શિષ્યરત્ન પૂ. આ. શ્રી વિજયઅમૃતસૂરિમ. પાસે દીક્ષા લઈ ધર્મવિજયજી તરીકે સંયમી જીવન વીતાવી જીવનનો છેડો સુધારી સદ્ગત થયા) લિપિબદ્ધ કરેલ અને તેની મુદ્રણયોગ્ય શુદ્ધ પ્રત તૈયાર કરેલ

પૂ. આચાર્યદેવના વ્યાખ્યાનો તાત્ત્વિકતાથી ભરપૂર અને અર્થ-ગહન હોય છે બનતા સુધી આપણી તુચ્છ બુદ્ધિ એકાએક પૂજ્યશ્રીના

શબ્દોના ઉંડાણમા જઈ શકી નથી, એટલે પ્રાય લખાણ જેમનુ તેમ કાયમ રાખી માત્ર પ્રતિલિપિ કરનારની ખામી (પદચ્છેદ, વાક્ય-રચના, વિરામચિન્હો વગેરે)નુ પરિમાર્જન કરવાનુ જ ઉચિત લાગવાથી તે પ્રમાણે સંપાદન કર્યુ છે, અને પોતાને ત્રણ–ચાર સ્થળોએ સંદિગ્ધ રહેલ છે, પણ "वचाद्‌ गुरुच बुद्ध !!! आगम-धराचा हि वच !!!" ના આધારે મૌલિક ફેરફારના અડપલાનુ સાહસ નથી આદર્યું

જીવનભર આગમોના ઊંડાણથી ચિંતન, વિચારણા આદિ કરી પીઢ બનેલી અને તલસ્પર્શી–મર્મગ્રાહી થયેલી બુદ્ધિવાળા સમર્થ આગમધર મહાપુરુષની વાણીને વ્યવસ્થિત રીતે સંપાદન કરી વિદ્વાનો સમક્ષ રજુ કરવાનુ કામ મારી શક્તિ બહારનુ છતા અનુગ્રહભાવી શ્રી દેવગુરુ કૃપાના "માથે આવી પડ્યુ તેને નભાવી લેવા" ની વૃત્તિને આધીન બનીને કરેલ આ કાર્યની સારાસારતાના નિર્ણય માટે આટલો ખુલાસો કરવો જરૂરી લાગવાથી કર્યો છે

છેવટે ક્ષયોપશમની વિચિત્રતાના કારણે સમજફેર કે મતિમંદતાથી અથવા દૃષ્ટિદોષથી થયેલી ક્ષતિઓ કે ભૂલો માટે ત્રિવિધે ત્રિવિધે શ્રમણ સંઘ સમક્ષ મિથ્યાદુષ્કૃત માગુ છુ

વીરનિ. સં ૨૦૮૪<br>
વિ સં, ૨૦૧૪<br>
જે સુ ૧૪ શનિ<br>
ખુશાલભુવન<br>
V S હોસ્પીટલ સામે<br>
એલિસબ્રીજ,<br>
અમદાવાદ–૬

લી<br>
શ્રમણ સંઘ સેવક<br>
પૂ મુનિશ્રી ધર્મસાગર ગણિવર<br>
ચરણોપાસક<br>
મુનિ અભયસાગર



## અમારી વાત

પૂ. ઉપા. શ્રી વિનયવિજયજી મ. રચિત શ્રી શ્રીપાળમહારાજાના રાસના પ્રારંભમાં "દેશ મનોહર માળવો" ઉક્તિથી તથા જગ પ્રસિદ્ધ મહારાજા વિક્રમાદિત્યની કારકિર્દી રૂપે કહેવાતા "પૂરે લાખ માળવાનો ધણી" વિગેરેથી તેમજ "માળવો તો માંનુ પેટ" "મહારાજા વિક્રમને મળેલ વરદાન પ્રમાણે ત્યાં દુકાળ ન પડે" વગેરે લોકોક્તિઓથી ભારતના મધ્ય દેશ ગણાતા માળવ દેશને વિશિષ્ટ ખ્યાતિ પ્રાપ્ત થયેલ છે.

કાળક્રમે ચડતી-પડતીના શાશ્વત નિયમ પ્રમાણે ભલે! આજે કંઈક ફેરફાર લાગતો હોય! તે છતાં માળવ દેશના અનેક જિન મંદિરોથી શોભતું પ્રાચીન કાળીન ધર્મપાટનગર રૂપ રતલામ શહેર, શ્રી પાળમહારાજાએ કરેલ શ્રી નવપદની અપૂર્વ આરાધનાની પવિત્ર ભૂમિ અને અવન્તી પાર્શ્વનાથના ભવ્ય મંદિરથી જગવિખ્યાત શ્રી ઉજ્જૈન નગર, ઐતિહાસિક તીર્થ માંડવગઢ, ૧૨ ફૂટ ઉંચી શ્રી શાંતિનાથજી પ્રભુની કાયોત્સર્ગ અવસ્થાની મૂર્તિથી પ્રસિદ્ધ શ્રી બોપાવરજી, શ્રીકરમદી, શ્રી બીબ-ડોદજી, પ્રાચીન શ્રી મક્ષીજી તીર્થ, વહી પાર્શ્વનાથજી આદિ

અનેક તીર્થો અને શ્રદ્ધાળુ શ્રાવક-શ્રાવિકા વર્ગથી ભવ્યતાની ઝાંખી આજે પણ થઈ રહેલ છે

પણ છેલ્લા કેટલાક વર્ષોથી સુવિહિત મુનિઓના વિહારની અલ્પતાના કારણે કંઈક વધુ શોચનીય દશા થતા પામેલ, તે શાસનના સદ્ભાગ્યે વિ સં ૧૯૭૭–૧૯૭૮મા પૂજ્યપાદ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત આચાર્ય શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મહારાજે રતલામ-શૈલાણામા ચાતુર્માસ કરી આગમ વાચના, ઉપધાનતપ અને શૈલાણા નરેશને પ્રતિબોધ આપી ધર્મ બીજનુ સિંચન કરેલ અને તે સદાય પ્રફુલ્લ રહે તે માટે **શ્રી ઋષભદેવજી કેશરીમલજીની પેઢીની** સ્થાપના કરી, જેની મારફત રતલામના ચતુર્વિધ સંઘના મહાનુભાવોના સુંદર સંચાલન સાથે પૂ **આગમોદ્ધારકશ્રીની** પ્રેરણા અને દેખરેખ તળે ચૂર્ણિ ગ્રંથો વગેરે અનેક પ્રાચીન પ્રાકૃત-સંસ્કૃત ગ્રંથોના પ્રકાશનનુ મહત્ત્વપૂર્ણ કાર્ય થયુ

અપરંચ આ યાંત્રિક યુગના જમાનામા જ્યાં યંત્રવાદનો વિસ્તાર થતો ગયો તે ગામ-નગર-શહેર વિકસવા માંડ્યા એ રીતે ઈન્દોર એક નો-હોલકર સ્ટેટની રાજધાની હતી જ તેમા મીલ-ઉદ્યોગ આદિથી કમાવાનુ મુંબઈ જેવુ વધવાથી જૈનોની પણ ગુજરાત-કાઠીયાવાડ-મારવાડ આદિ પ્રદેશોથી વસ્તી વધી, અને શ્વે જૈનોનુ પણ કેન્દ્ર બન્યુ વિ સં ૧૯૯૨ની સાલમા પૂ સ્વ આગમોદ્ધારકશ્રીના-શિષ્ય **પૂ આ. શ્રી ચંદ્રસાગરસૂરિના શિષ્ય-મુનિ શ્રી ધર્મસાગરજી મહારાજ, સ્વ. બાલમુનિ શ્રી મહોદય સાગરજી મ.** આદિ ઠાણાનુ-પધારવુ થયુ અને શ્રી સંઘના આગ્રહથી તેમજ **રતિલાલ જીવણલાલ વઢવાણવાળાની** પ્રેરણાથી ચતુર્માસ થયુ અનેક ધર્મ ક્રિયાઓની આરાધના સાથે શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતાની પણ સ્થાપના થઈ, વિશાળ ઉપાશ્રય માટેની પણ જગ્યા લેવાણી અને અનેક ધર્મ ક્રિયાઓની શરૂઆત થઈ

માલવા-મેવાડ પ્રદેશમાં ગામે ગામ જૈનોના ભવ્ય પ્રાચીન મંદિરો તો હતા જ ! પણ સ્થાનકવાસી-તેરાપંથીઓના કાયમ પરિચયથી મંદિરમાં ખુબ જ આશાતના અને ધાર્મિક અજ્ઞાન વધી રહેલ હતું ઘણા ગામોમાં ભાવુક શ્રાવકોના દિલ દુઃખાતા હતા, પણ સહકારના અભાવે તેઓ લાચાર હતા. આ પરિસ્થિતિનો પુરેપુરો ખ્યાલ મહારાજશ્રીને પણ વિહાર દરમ્યાન પ્રત્યક્ષ આવેલ, તેમા સુશ્રાવક ધર્મનિષ્ઠ **રતીલાલ જીવણલાલનું** અનુમોદન મળ્યુ અને રતીભાઈની દેખરેખ નીચે **શ્રી જૈન શ્વે. સંઘની પેઢીની** સ્થાપના વિ. સં. ૧૯૯૩માં થઈ અને પેઢી તરફથી પ્રવાસ કરનાર શ્રાવક ભાઈઓ નાખી દરેક ગામમાં શી શી ખામીઓ છે તેની નોંધ એમ્ની કરવાની શરુઆત કરેલ મુખ્યત્વે ઉધ્ધાર-ચન્દન લેપ અને પાઠશાલાઓનું કાર્ય શરૂ કરવામાં આવેલ તેનો વિસ્તૃત હેવાલ પેઢી તરફથી પ્રસિદ્ધ થએલ રિપોર્ટથી જાણી શકાશે

એકંદર માલવા મેવાડમાં બસો દેરાસરો ઉપરાંતના ઉધ્ધાર, ૧૦૦-૧૨૫ પાઠશાલાઓ, સાધુ સાધ્વીઓના વિહારાદિમાં પણ વૈયાવચ્ચ, નવપદની ચૈત્ર માસની સામુહિક હજારોની સંખ્યામાં ઓલીની આરાધના, ઉપધાન, વર્ધમાન તપ, ધાર્મિક સાહિત્ય પ્રકાશન એમ સાતે ક્ષેત્રોના અને જીવ યાને લગતા અનેક કાર્યો ભક્તિ પૂર્વક કરાવામાં આવ્યા

આટલુંજ નહીં પણ હાલના ભૌતિકવાદના ખપ્પરમાં આજની આપણી કહેવાતી સરકારના કાયદાઓ કે જે ધર્મના મૂળમાં કુઠારાઘાત કરી રહેલ છે અને જેમકે સમસ્ત ભારતવર્ષના જૈન સંઘોને આર્યસંસ્કૃતિને સ્પર્શતો એવો પબ્લીક ટ્રસ્ટ એક્ટ જે પ્રથમ મુંબાઈ રાજ્યમાં ભયંકર સ્વરૂપમાં આવ્યો જેનો ઘોર વિરોધ કરવા છતાં બહુમતીના જોરે પાસ કરી અમલમાં મુકાયો ત્યારે પૂ. મહારાજ

**શ્રી ધર્મસાગરજી મહારાજના** ઉપદેશથી વેજલપુર (ગોધરા છ પંચમહાલ) સંઘના વહીવટદાર **રતીલાલ પાનાચંદ** તરફથી સમસ્ત જૈન સંઘ વતી પડકાર કરાવી મુંબાઈ હાઈકોર્ટમાં હારવા છતા દીલ્હી સુપ્રીમ સુધી પહોંચી તે કાયદાની ભયંકર નુકશાન કરનારી કલમો રદ કરાવી જેની લડતમાં અને કેસ જીતી ચુકવામાં સાઠ હજાર ખર્ચ થયેલ તે રકમ અગાઉથી આપવામાં આ પેઢીનો જ હિસ્સો છે, શરૂઆતમાં ત્રીસ હજાર જેવી મોટી રકમ મુંબાઈ હાઈકોર્ટ સુધીની લડતમાં પેઢી તરફથી મોકલવામાં આવેલ જો કે બધી રકમ મુંબાઈ-અમદાવાદ અને વેજલપુરઆદિના સંઘો તથા લાગણી વાળા ગૃહસ્થોએ ઉદારતાથી પાછળથી પણ ભરપાઈ કરી દીધી પણ શરૂઆતમાં રકમ આપનાર કોઈ નહોતું અને કામ કરવા-ઉપાડવા આજ કારણે કોઈ તૈયાર ન હોતું તેવે પ્રસંગે પેઢીએ સાહસ કરી ધર્મકાર્યનું બીડું ઝડપેલ

તે પછી પણ બિહાર ટ્રસ્ટ એક્ટ, હરિજન મંદિર પ્રવેશ, મધ્ય ભારત બાળ દીક્ષા બિલ, રાજસ્થાન ટ્રસ્ટ બિલ આદિ રાજકીય કાયદાઓ સામે **શ્રી જૈન સંસ્કૃતિ રક્ષક સભા** મારફત જે જે લડતો ચલાવી સફલતા મેળવી છે, તેમાં આર્થિક સહાયતા પૂ. મહારાજશ્રીના ઉપદેશ અને પ્રેરણાથી આપવામાં આવે છે

અમારી પાસે લાખોના ફંડ, ભંડોળ કે કોઈ પ્રકારની ચાલુ આવક નથી, છતાં પૂજ્ય મુનિવરો અને સંઘોની કૃપા દૃષ્ટિ અને સહાનુભૂતિથી અમારી પેઢી માત્ર માલવા મેવાડ ઉપરાંત સમસ્ત જૈન શાસનની રક્ષાનું અને જગતની હીંદી ધાર્મિક સાહિત્ય પ્રકાશનનું કાર્ય ચાલુ છે, વર્તમાનમાં પણ **રતલામ પ્રકરણ, કેશરીયાજી તીર્થ પ્રકરણ, જયપુર મહાવીરજી તીર્થ કેસ, ભરૂચ સ્વામી વાત્સલ્ય** [illegible]મ વિગેરે ચાલુ છે સાથે સાથે મા[illegible]

અઢી લાખના ખર્ચે જીર્ણોદ્ધાર ભવ્ય નૂતન વિશાલ મંદિર અને બીજા પણ કામો ચાલી રહેલ છે

વિના મુડીએ એક સામાન્ય પેઢી મારફત આવા મોટા પ્રમાણમાં વિશાલ કાર્યો થતા જોઈ ઘણાઓનો લાખોની મુડીવાલી આ પેઢી છે!!! એવા અનુમાનોથી થતી આડી-અવળી ટીકાઓ પણ અમારે સાંભળવી પડે છે। પણ અમારે આ માટે એટલું જ કહેવાનું કે અમારી પાસે સ્થાયી ફંડ ન હોવા છતાં દેવાલયનું કામ કરી ધર્મ-દિવાકર પૂજ્ય પુરુષોના ઉપદેશથી અને ખાસ કરીને પૂ. શ્રી ધર્મસાગરજી મહારાજ સાહેબની અનંત લાગણી અને પ્રેરણાથી માલવા મેવાડ અને સમસ્ત જૈનશાસન તથા અધ્યાત્મ આર્ય સંસ્કૃતિની રક્ષા માટે આજ પણ જે કાંઈ કરી શકયા છીએ તે ખરેખર અમારા જેવા કાર્યવાહકોની શક્તિ બહારનું કામ છે, તેથી જ આ બધાનો સાચો યશ તો શ્રી ચતુર્વિધ સંઘના ફાળે જ જાય છે!

આ બધા કામો કરી શાસનની સેવાનો પવિત્ર લાભ મેળવ્યાની ખૂબ ખૂબ અનુમોદના છે

સાથે જ અમારા પરમ સૌભાગ્યની વાત છે કે જૈન શાસનના ઝગમગતા પ્રતાપી સૂર્ય સમા તેમજ આગમોની વાચના આપીને, અને શિલા અને તામ્રપત્રમાં કોતરાવીને આગમોના ભવ્ય અભૂતપૂર્વ મંદિરોનો વારસો આપીને શ્રમણ સંઘને ચિરસ્થાપિત તેજમાં આવી ગયેલી ઝાંખપને દૂર કરનાર, પૂ. આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત આચાર્યદેવ શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ. ના શ્રી હારિભદ્રીયાષ્ટક ગ્રંથના આઠમા પ્રત્યાખ્યાનાષ્ટકના પ્રથમ શ્લોક ઉપરના

અમારી અંતિમ મંગલકામના છે કે–તાત્ત્વિક દૃષ્ટિને વિકસાવવાના ધ્યેયથી કરેલ આ કાર્યના શુભ અનુબંધ રૂપે ઉત્તરોત્તર તાત્ત્વિક દૃષ્ટિ વધતી રહે તેવી શુભ સામગ્રી મળતી રહે અને જિનાજ્ઞાની સાગ્મય ગંભીરતાથી જીવન ઓતપ્રોત બને

| | લી |
|---|---|
| ૧–૬–૫૮ | હીરાલાલ જીદાણી |
| | મુખ્ય કાર્યવાહક |
| રવિવાર | શ્રી જૈન શ્વે. સંઘની પેઢી |
| | ઇંદોર (માળવા) |

## સંસાર કેમ છેદાય ?

विसयकसायच्चाओ
राओ सुद्दो य जिणधम्मे ।
जिणसासण पक्खवाओ
संसारमूल च्छेयंति ॥

० વિષય–કષાયનો ત્યાગ
० જૈન ધર્મ પર શુભ રાગ
० જૈન શાસનનો દૃઢ પક્ષપાત

આ ત્રણથી સંસારનું મૂલ છેદાઈ જાય છે !





## વ્યાખ્યાન ૧ (૧ થી ૧૬)

## વ્યાખ્યાન ૩ (૪૫ થી ૬૨)



## વ્યાખ્યાન ૪ (૬૩ થી ૭૯)

## વ્યાખ્યાન ૫ (૮૦ થી ૯૬)

### વાતોથી બ નનો વ્યવહાર નથી. પ્રતિજ્ઞા એટલે બંધન!



## વ્યાખ્યાન ૬ (૯૭ થી ૧૧૮)

### આપત્તિના કારણની શંકા હોય! તો પણ સાવચેતી તો રાખવી જ જોઈએ.

## વ્યાખ્યાન ૮ (૧૨૮ થી ૧૫૫)

### સ્વરૂપે મ તવ્યમાં જનો તથા જૈનેતરો વચ્ચે આકાશ-પાતાળનું અંતર છે.



## વ્યાખ્યાન ૯ (૧૫૭ થી ૧૭૦)

## વ્યાખ્યાન ૧૦ (૧૭૨–૧૯૨)
## જૈનનીતિ તથા પ્રતિજ્ઞાની મહત્તા



## ૧ થી ૯ પરિશિષ્ટો-૧૯૨ થી

# સુધારીને વાંચો

| | | |
|---|---|---|
| ૫ | ૫ | શુદ્ધપાઠ |
| ૧ | ૨ | સ્વર્ગત |
| ૨ | ૧૮ | માટે |
| ૧૧ | ૧૪ | જન્મોથી |
| ૧૨ | ૧ | અટકાવવા |
| ૧૦ | ૨૩ | ગાન અને |
| ૧૪ | ૧૬ | ખરી |
| ૧૭ | ૭ | દૃષ્ટાંતે |
| ૧૮ | ૩ | ચક્ર૦ |
| ૨૯ | ૨૦ | કૌણિક |
| ૩૨ | ૨૪ | માલિકી |
| ૩૩ | ૧૯ | આઘોડદ |
| ૪૩ | ૨૬ | પાડે |
| ૪૪ | ૮ | મોહરૂપ |
| ૪૪ | ૧૩ | પાંચમી |
| ૪૫ | ૨ | ક્ષેત્ર |
| ૪૫ | ૨ | મન |
| ૪૫ | ૩ | સૂત્ર |
| ૪૫ | ૩ | ધ્યાય૦ |
| ૪૫ | ૫ | હારિ૦ અ૦૮૨નો ૧ |
| ૫૮ | ૧ | નિગોદને |
| ૫૮ | ૮ | જો તેમ ન હોય |
| ૫૮ | ૯ | વાયાગ |
| ૫૮ | ૨૨ | બાંધે |
| ૫૯ | ૧૨ | અનતા |
| ૬૦ | ૨૦ | પ્રતિ સામેના |
| ૬૧ | ૩ | એટલે 'પ્રતિ' |
| ૬૧ | ૪ | પ્રતિકૂળ |
| ૬૧ | ૫ | પ્રતિકૂળ |
| ૬૩ | ૧૦ | ઔદયિક |
| ૬૩ | ૧૩ | જૈનદર્શને |
| ૭૫ | ૨૫ | વળીને કહે કે — અહા ! |
| ૭૭ | ૨૫ | પ્રતિકારાથે |
| ૮૫ | ૯ | જૈનો |
| ૮૫ | ૨૧ | દીશે જ નથી, જે આલમા |
| ૮૭ | ૨૫ | નમસ્કાર |
| ૯૨ | ૨ | ક્ષયોપશમે |
| ૯૪ | ૬ | ઇંદ્રિય વિના દેખાય |
| ૯૭ | ૩ | ૦મતો૦ |
| ૧૦૧ | ૭ | ત્યાગ |
| ૧૦૨ | ૪ | આવા વચનમા |
| ૧૦૩ | ૩ | સર્પની વાત |
| ૧૦૯ | ૬ | ફાયદા પણ |
| ૧૧૨ | ૧૮ | પાપની શિક્ષાનુ |
| ૧૧૭ | ૧ | ચોભ વગરના |
| ૧૨૮ | ૬ | શાલિભદ્રના |
| ૧૪૦ | ૯ | નવ તત્ત્વમા |
| ૧૪૮ | ૭ | ગરણ કહે |
| ૧૫૩ | ૧ | પૌદ્ગલિક |
| ૧૫૪ | ૩ | વિષયો, મનના આવેશો |
| ૧૫૫ | ૧૮ | પગડવાન |
| ૧૫૭ | ૧૩ | જૈનેતરો |
| ૧૬૪ | ૪ | એ વાત ખરી છે ! |
| ૧૭૫ | ૨૮ | ટાપલો જેનાથી |

॥ णमोत्थु ण समणस्स भगवओ महावीरस्स ॥

પૂ. આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત્ આચાર્ય શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મ. ના પચ્ચક્ખાણ ઉપરનાં વ્યાખ્યાનો.

卐

# વ્યાખ્યાન ૧ લું.

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यानं द्विधा मतम् ।
अपेक्षादिकृतं ह्याद्य-मतोऽन्यच्चरम मतम् ॥

—हारि-अष्टक ८मु श्लो १

## બીજ તથા અંકુરાની જેમ, જન્મ તથા કર્મની પરંપરા અનાદિ સિદ્ધ છે.

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજા ભવ્ય જીવોના ઉપકાર માટે ધર્મોપદેશ આપતા જે સૂચવી ગયા છે તેમાં આપણે એ જોયું કે આ જીવ અનાદિકાળથી રખડી રહ્યો છે આ જીવને આ ભવનો—આ જન્મનો પણ પૂરો ખ્યાલ નથી, તો પછી ગયા ભવનો—ગયા જન્મનો ખ્યાલ તો હોય જ ક્યાથી ? અને જો ગત જન્મ-ગત ભવનો ખ્યાલ ન હોય તો અનાદિના ભવોનો—જન્મોનો ખ્યાલ તો હોય જ [illegible] કરાવવો, કે કરાવવાનો

કરવો તે તો 'ભેંસ આગળ ભાગવત' જેવુ ગણાય. એ વાત ખરી ! પણ દાણાના દૃષ્ટાંતે તે રીતિએ વિચારણા થઇ શકે.

જે દાણો આપણા હાથમાં આવ્યો તે કયા ખેતરમા ? કયા ખેડુતે વાવ્યો ? કયા મજુરે લણ્યો ? કઇ ગાડીમાં ? કયા ડબામા આવ્યો ? તેનુ જ્ઞાન આપણુને જો કે નથી, પણ તુ તે દાણાની ઉત્પત્તિને અગ વિચારીએ કે ઉત્પત્તિ-શક્તિનો ખ્યાલ કરીએ તો જરૂર માલુમ પડે કે, માનવુ જ પડે કે બીજ તથા અકુરાની ઉત્પત્તિ અનાદિની પરપરાથી છે

બીજ વિના અકુરો હોય નહિ, અકુરા વિના બીજ હોય નહિ બીજ પોતે કાર્યરૂપ પણ છે અને કારણુ રૂપ પણ છે, તેજ રીતે અકુરો પોતે કાર્યરૂપ પણ છે અને કારણુરૂપ છે બીજ એ પ્રથમના અકુરાનુ કાર્ય છે, જ્યારે પછી થનારો અકુરો એ પ્રથમના બીજનુ કાર્ય છે, પછીના બીજનું કારણુ છે આ રીતે બીજ તથા અકુરો, બન્નેની પણ પરસ્પર કાર્ય-કારણરૂપ પ્રવાહની પરપરા અનાદિની માનવી જ પડશે જો તેવી પરપરા કે તેવો પ્રવાહ ન મનાય તો બીજ વિના અકુરો કે અકુરા વિના બીજ એમ માનવુ પડે, પણ તેમ તો છે નહિ માટે એ સિદ્ધજ છે કે બીજ તથા અંકુરાના પ્રવાહની પરપરા અનાદિની છે,

બીજ અને અકુરાની જેમ જન્મ તથા કર્મની પરપરા પણ અનાદિની માન્યા વિના ચાલે તેમ નથી જન્મ તો દરેકને પ્રત્યક્ષથી જ છે જન્મ પરોક્ષ નથી કે મનાવવા પ્રયત્ન કરવો પડે. આ જન્મ, શાથી ? કર્મથી. કર્મ શાથી ? જન્મથી.

બીજ તથા અંકુરાની માફક જ અહી પણ જન્મ તથા કર્મની પરંપરા અનાદિની માનવી જ પડશે. જન્મ વિના કર્મ નહિ, કર્મ વિના જન્મ નહિ જન્મ એ હવેના કર્મના કારણરૂપ છે કે પૂર્વ કર્મોના કાર્યરૂપ છે, કર્મ એ હવેના જન્મના કારણરૂપ છે, તથા પૂર્વના જન્મના કાર્યરૂપ છે પેલા બીજ-અંકુરાના દૃષ્ટાન્ત અનુસારે અહિ પણ સમજી શકાય તેમ છે કે જન્મ તથા કર્મ સ્વતંત્ર રીતે તથા પરસ્પર કાર્ય-કારણરૂપ છે જન્મ કાર્યરૂપ પણ છે અને કારણરૂપ પણ છે કર્મ કાર્યરૂપ પણ છે, કારણરૂપ પણ છે જેમ સ્વતંત્ર કાર્ય કારણરૂપ છે, તેમ પરસ્પર પણ કાર્ય-કારણરૂપે હોવાથી જન્મ તથા કર્મની પરંપરા અનાદિની માનવી જ પડશે બીજ કે અંકુરો ભસ્મીભૂત થયા, કે સવાઇ ગયા હોય તો પછી પરંપરા ચાલે જ નહી, તેમજ જન્મ તથા કર્મ માટે પણ સમજવુ કર્મ ભસ્મીભૂત થાય તો જન્મ થાય જ નહિ જન્મ અટકે તો કર્મ બને જ નહિ

## જન્મ-કર્મની પરંપરાને તોડવા પ્રથમ શું કરવું જોઇએ ?

જન્મ-કર્મની પરંપરાને તોડવા પ્રથમ શુ કરવુ જોઇએ ? ક્ષય જન્મનો કરવો કે કર્મનો ? એમ થશે કે બેયની સંકલના પરસ્પર સંળંધવાળી છે છતા આ પ્રશ્ન કેવો ? પણ પ્રત્યક્ષ વાત છે કે જન્મ તો થઈ ચૂકયો છે જીવન તો નજરની સામે છે. શાસ્ત્રકાર ફરમાવે છે કે કર્મનો ક્ષય કરો જન્મ-કર્મનો ક્ષયોપશમ તૂટે શી રીતે ? ફેર જન્મ લેવો

ન પડે, આ જન્મ છેલ્લો થાય, ચરમદેહધારી થવાય તે કર્મ તોડવાથી જ બને જન્મનુ કારણ કર્મ, તેનો છેદ કર્યા વિના જન્મની પરંપરા અટકે જ નહિ જન્મ કર્મના ફલ રૂપે છે ફરી જન્મ ન થવા દેવા માટે કર્મ અટકાવવુ જોઇએ **જૈનધર્મનો સિદ્ધાંત જ એ છે કે કર્મને કાપવું,** જૈન દર્શનના એકેએક અનુષ્ઠાનનુ ધ્યેય જ એ છે જૈનદર્શન તથા જૈનેતર દર્શનના મતવ્યમાં ફરક જ એ છે

શ્રી જિનેશ્વર દેવની પૂજા—ભક્તિ, શ્રી ગુરૂ મહારાજની સેવા, આરાધના કે ધર્મની આચરણા જે કરો તેમાં ધ્યેય કર્મક્ષયનુ છે દેવપૂજન, ગુરૂસેવા, ધર્મની આચરણા એ તો દ્વાર છે, ધ્યેય નથી, ધ્યેય તો કર્મક્ષયનુ છે દાન, શીલ, તપ, ભાવ આ તમામ તો કર્મક્ષયના ધ્યેય રૂપ મહેલમા પેસવાનાં દ્વારો છે જેઓ આ ધ્યેયને, આ ઉદ્દેશને ભૂલી જાય છે તેઓની હાલત વરરાજા વિનાના જાનૈયા જેવી છે.

વરરાજાનુ દૃષ્ટાંત :

પહેલાંના કાલની વાત છે, એક જાન જતી હતી પહેલાં એવો નિયમ રિવાજ હતો કે જે વહેલ વહેલી જાય તેને ઘી (વેવાઈ તરફથી) મળે, એટલે માર્ગમા વહેલો દોડાવવામા આવતી એ વહેલોને પડદા હોતા નથી બન્યુ એમ કે વરરાજાની વહેલ પડી ખાડામાં, બીજાઓએ તો દોડાદોડીમા ભાન રાખ્યુ નહીં અને આગળ પહોચી ગયા, પહેલી વહેલ વાળાને ઘી તો મળ્યુ પણ જ્યારે વખત થયો, વેવાઇવાળા વરને વધાવવા આવ્યા ત્યારે વર જ ન હોતો, વધાવે કોને ? એ જાનૈ-

યાની દશા કેવી ? અહિં કર્મક્ષયનો ઉદ્દેશ ભૂલેલાની દશા આવી સમજી લેવી ઈતરોમા તો ધ્યેય પ્રભુ કે ગુરૂને માત્ર પ્રસન્ન કરવાનુ છે અહિં તેમ નથી

## જૈનોનો ગુરૂમંત્ર કયો ?

દરેક મતમા ગુરૂમંત્ર હોય છે તમારો ગુરૂમંત્ર કયો ? પંચપરમેષ્ઠિ તે નમસ્કાર રૂપ, તમારા ગુરૂ મંત્રમા પ્રથમ પદ કયુ ? "णमो अरिहंताणं" અરિહંતોને નમસ્કાર થાઓ ! કર્મરૂપી શત્રુઓને હણનારાને નમસ્કાર છે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય કે સાધુને નમસ્કારાદિ કરવામાં ધ્યેય તો કર્મક્ષયનુ જ છે આગળ શુ છે ? 'एसो पचणमुक्कारो, सव्वपावप्पणासणो આ પાંચેયને કરેલો નમસ્કાર (એકવચનનો પ્રયોગ છે) સર્વ પાપનો નાશ કરનાર છે, એ આ નમસ્કારોને છૂટા છૂટા ગણવાના હોત તો एए पंचणमुक्कारा, सव्वपावप्पणासणा એવો બહુ વચનવાળો પ્રયોગ હોત જેમા પાંચને નમસ્કાર છે એવા સૂત્ર સમુદાયરૂપ, શ્રુતસ્કંધ રૂપ આ ગુરૂમંત્ર છે કયો ? પંચપરમેષ્ઠિને નમસ્કારરૂપ !

## 'तित्थयरा मे पसीयंतु' પદ શાથી ?

બીજાના મતમા દેવ કે ગુરૂને પ્રસન્ન કરવાનુ ધ્યેય છે જૈન મતમા તેમ નથી, ત્યારે તમે લોગસ્સમાથી જરૂર પ્રશ્ન ઉભો કરશો લોગસ્સ તો બધા જૈનોને આવડે છે, બધા બોલે છે એમ કહુ તો ચાલે, તેમાં तित्थयरा मे पसीयंतु પદ છે તમે પૂછશો કે 'પ્રસન્નતા'નો ઉદ્દેશ નથી તો આ પદ શાથી? એ પદ ઉપચારથી, આપણે એ પદથી તીર્થંકરો પ્રસન્ન થવાની વાતમાં,

કે એવુ પદ હોવામાં એ મન નથી એ પદ તો પ્રત્યક્ષ છે પણ તે પ્રસન્નતાનું રૂપક વિચારવા જેવુ છે વરસાદ વરસ્યો, ખેતી બરોબર પાકી ગરમી ઉડી ગઇ વગેરેમાં શુ કહેવાય છે? વરસાદે મહેરબાની કરી વરસાદે આવતાં કોઇને પૂછયુ નથી કે જતાં કોઇની રજા લીધી નથી, કહો કે 'વરસાદે કૃપા કરી એ ભાવ ઉપચાર માત્રથી છે કોઇ મહેરબાની કરે એવું કાર્ય ભલે કુદરતી રીતે થાય પણ ત્યાં ઉપચારથી 'મહેરબાની કરી એમ બોલવાનો વ્યવહાર છે વરસાદ આવ્યો, ખેતી પાકી, વ્યથા મટી એટલે ઉપચારથી 'વરસાદની કૃપા'માની શકાય એ જ રીતે तित्थयरा मे पसीयतु પદમાં પણ એ ભાવ ઉપચારથી સમજવા

તીર્થંકર પણું મળે કયારે ?

સિદ્ધપણુ, આચાર્યપણુ, ઉપાધ્યાયપણુ, સાધુપણુ, એક ભવની કે તદ્ભવની કમાઈનુ ફળ છે જ્યારે તીર્થંકર પણુ અનેક ભવનો કમાઈનુ ફળ છે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિયમાંથી આવીને તે જ ભવે સાધુ થઇ શકે, ઉપાધ્યાય થઇ શકે, આચાર્ય થઈ શકે, અરે! સિદ્ધ પણુ થઈ શકે પરન્તુ અરિહંત તો ન થાય, ન થાય તે ન જ થાય! અનેક ભવ વિના (ઓછામા ઓછા ત્રણુ ભવો) વિના અરિહંતપણું સાપડતુ નથી વધારે ભવમાં તો અંત કોટાકોટી સાગરોપમનો સમય જાણવો ઓછામાં ઓછા સમયમાં ત્રણુ ભવ સમજવા નવપદ પૂજામા તમે પ્રથમ જ બોલો છો પણુ તમને ખ્યાલ નથી યાદ કરી લ્યો

કે "ત્રીજે ભવ વર થાનક તપ કરી" અરિહંતો વીસ સ્થાનકની આરાધના ઓછામા ઓછા ત્રણ ભવ પહેલાં કરે અને તેથી જ તીર્થંકરનામકર્મ નિકાચિત કરે

## વીશસ્થાનકપદની વિશિષ્ટતા

વીશસ્થાનકમાં જે પદો છે, તે જ નવપદમાં છે જે નવ પદમા છે તેજ વીશસ્થાનકમા છે પણ ભેવડાયા છે બેયમાના સમાન પદો સરખી રીતે આરાધ્ય છે ત્યારે પ્રશ્ન થાય કે તો પછી ફરક શો? કેટલીક આચરણા ભવ્ય જીવો માટે છે, કેટલીક આચરણા કેવલ પોતાના આત્મા માટે છે એની સમજણ શી? જરા વિચારણામાં જરૂર ઉતરવું પડશે શ્રી ઋષભદેવજીથી માંડીને શ્રી મહાવીર દેવ પર્યંત ચોવીસેય તીર્થંકરો સમાન છે, બધા જ નાયક છે, કોઈ સ્વામી, કોઈ સેવક, એમ નથી છતાં દેરાસ જીમા અમુક ભગવાન્ મૂળ નાયક તથા બાકીના પડખીઆ, એમ શા માટે? તે વિચારશો એટલે કોયડો આપોઆપ ઉકલી જશે જેઓ ઉંડા ન ઉતરે, કલ્પનામાજ અટવાય તેને તો ડીડવાણુ લાગે

## મૂલનાયકની મહત્તા

દેરાસરમા પ્રવેશ કરનાર સાધુ-સાધ્વીની દૃષ્ટિ પ્રથમ ક્યા જવાની? કહો કે મધ્યમાં વિરાજમાન પ્રતિમા પર! જેને ફુરસદ હોય તે ભલે પછી બધી પ્રતિમાનાં દર્શન કરે, પણ સમયના અભાવવાળો પણ મુખ્ય (મધ્યમા વિરાજમાન) પ્રતિમાના દર્શન તો કરે જ, માટે તેને મૂલનાયક ગણવામા આવ્યા અને સેવા ને પૂજાની તમામ સામગ્રી ત્યાં ધરવામા આવે કે જેથી પ્રથમ દૃષ્ટિએ પ્રભુદર્શનથી કલ્યાણ-

સઘને પરમ આહ્‌લાદ થાય સઘને ઉલ્લાસનુ કારણુ, સંઘમાં પ્રશસ્ત ભાવ લાવવાનુ કારણુ અગરચનાદિ મૂલનાયકજીને આ કારણે જ કરાય છે, આથી તો મૂલનાયકની પ્રતિમાને જેને તેને જ્યારે ત્યારે પખાળ કરવાની છુટ નથી શાસ્ત્રકારે પણુ નિષેધ કર્યો હો ! છુટ ખરી, જો પખાલ કરનાર હાલ છે તેથી સવાઈ શોભા કરવા તૈયાર હોય તો છુટ ખરી દરેકને ક્ષયોપશમ થવા માટે, કર્મના ક્ષયાર્થે એક સ્થાન નક્કી કર્યું, અને ત્યા તમામ ને પૂજન સામગ્રી ધરાવવામા આવે અહી ભવ્યો પ્રત્યે ઉપકારની દૃષ્ટિ છે મૂલનાયકની પ્રતિમાને પૂજે કે બીજી પ્રતિમાની પૂજે ત્યા પૂજન સમાન છે પણુ અહિ ભવ્યો પ્રત્યે ઉપકારની દૃષ્ટિએ આવુ વિધાન છે અને તે વિનાની ક્રિયા કેવળ આ બીય દૃષ્ટિએ છે ફૂલની કે કટોરાનો આંગીની કલ્પના કરો મૂલનાયકજીને પાચસે કટોરા ચડાવી આગી કરે તો કેટલી શોભા ! દરેક પ્રતિમાને એકેક ચડાવે તેમ પાચસે પ્રતિમાને ચડાવે તો તેથી પેલો ઉલ્લાસ આવે ? ના આથી બીજી પ્રતિમાની અવજ્ઞા છે, એમ નથી બીજી પ્રતિમાને પૂજવી નથી, માનવી નથી એવી બુદ્ધિ નથી બુદ્ધિ એક જ છે કે દેરાસરમા પ્રવેશ કરનાર બીજે દર્શન કરે કે ન કરે પણુ મૂલનાયકજીના દર્શન તો જરૂર આગળ કરવાનો, માટે ઉલ્લાસના હેતુથી મૂલનાયકજીની પ્રતિમામાં પૂજનની સર્વ સામગ્રી ધરવામા આવે છે

આ દૃષ્ટિએ આરાધનાની ગણત્રી વીશસ્થાનકમા થાય ત્યારે એક બાજુની પ્રતિમાના પૂજનાદિની આરાધનાની

મનુત્રી નવપદમા થાય આ રીતે વીશસ્થાનકમા દરેક સ્થાનકનુ ધ્યેય ભવ્યોને તારવાનુ હોય છે

## શ્રી તીર્થંકરદેવની તમામ પ્રવૃત્તિ જગતના કલ્યાણ માટે જ છે

સિદ્ધના હજાર ભેદો છે તેમાં ગૃહિલિંગ પણ છે ને! અરિહંતો ગૃહિલિંગે સિદ્ધ ન થતાં સાધુપણું શા માટે લે છે? તેમનામાં ગૃહિલિંગે કેવળજ્ઞાન મેળવવાનુ સામર્થ્ય નથી? એમ માનવુ! ભરત મહારાજા ગૃહસ્થાશ્રમમા અરિસા ભુવનમાં કેવલજ્ઞાન પામ્યા શ્રી ઋષભદેવજી ભગવાને તો સાધુપણુ લઈને પછી કેવલજ્ઞાન મેળવ્યુ, ત્યારે ભરત મહારાજા અધિક સામર્થ્યવાન્ અને શ્રી ઋષભદેવજી ભગવાનમા ઓછુ સામર્થ્ય એમ? ના! ના એમ ધારવાની ઉતાવળ કરતા નહી ભરત મહારાજા કરતા શ્રી ઋષભદેવજીમાં અનતગુણા ગુણો હતા, અનતગુણુ સામર્થ્ય હતુ શ્રી ઋષભદેવજી ભગવાનને તો ગર્ભથી ત્રણ જ્ઞાન હતા, ભરતજીને નહોતા, શ્રી ઋષભદેવમા તે સામર્થ્ય જરૂર છે કે ધારે તો ગૃહિલિંગે પણ કેવલજ્ઞાન મેળવી શકે, પણ તીર્થંકરો તેમ મેળવે જ નહી કારણ કે તેમની દરેક ક્રિયા ભવ્યોના ઉપકાર માટે છે જે રસ્તે ભવ્યો તરે તે જ રસ્તાનો સ્વીકાર શ્રીતીર્થંકર દેવો કરે છે બધાઓ કાંઈ અરિસાભુવનમા કેવલજ્ઞાન મેળવવાના હતા? નહિ જ, તત્ત્વાર્થની વ્યાખ્યામા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા જણાવે છે કે શ્રી તીર્થંકર મહારાજા આ ગૃહત્યાગ જગતના ઉપકાર માટે કરે છે, વલો જગતના

ઉપકાર માટે સ્વીકારે છે. ચાર ઘાતીકર્મનો ક્ષય પણ જગતના ઉપકાર માટે કરે છે અને દેશના પણ જગતના ઉપકાર માટે દે છે શ્રી સિદ્ધસેનસૂરિજીએ વ્યાખ્યામા 'આત્મ માટે' જણાવ્યુ પણ શ્રી હરિભદ્રસૂરીશ્વરજીએ શમાદ પદથી 'જગતના ઉદ્ધાર માટે' એમ બધે ઘટાવ્યુ છે જગતને જે રસ્તો બતાવવાનો હોય તે જ રસ્તે તેમને ચાલવુ પ. કેમકે તેઓ તો મોક્ષ માર્ગની સડક બતાવનારા છે

શકા ઉદયને આધીન થયા એમ નહિ?

**સમાધાન** સાધુપણુ ઔદયિક ચીજ નથી ક્ષાયોપશમિક છે જૈનશાસનનો તો સિદ્ધાંત જ એ છે કે ઉદયને કાપવો જ્યા ન કપાય તેવો ઉદય હોય ત્યા સમભાવે સહન કરવાની વાત સાચી! ક્ષપકશ્રેણિ શા માટે છે? ઉદયમા આવે તે પહેલા કર્મોને ખપાવવા માટેને? અગ્નિથી છેટા રહેવાનો ઉદ્દેશ, દાઝવો ન થાય એ છે, પરન્તુ થયેલા દાઝવા માટે તો શમાવવાનો જ ઉપાય આવશ્યક છે ઉદયાનુસાર વર્તવુ એમ માનવુ એ તો અનર્થ છે, ઉદયને રોકવો, કાપવો, ન રોકાય ન કપાય, ત્યાં સમભાવે સહેવો આ બધામા ધ્યેય એક જ નવા કર્મો બ ધાય નહિ, અને જુનાં કર્મો તૂટે તેમ વર્તવુ

શ્રી તીર્થંકરદેવો ગૃહસ્થપણે કેવલજ્ઞાન મેળવી શકે પરન્તુ કોઇ તીર્થંકર તે રીતે મેળવે નહિ અતીતકાલમાં, વર્તમાનમા મહાવિદેહાદિમા, કે અનાગત કાલે, કોઈ પણ

ક્ષેત્રમા તીર્થંકરો ગૃહિલિંગે કેવળી જે ન થાય એ સિદ્ધાંતે શાસનની સડક તૈયાર કરવાની છે તે સયમ વિના કેમ થાય ? તેઓ સયમ લે જ તેમની દરેક ક્રિયા, માત્ર જગત પ્રત્યે ઉપકારની છે

ભાષ્યકાર મહાત્મા ફરમાવે છે કે શ્રી તીર્થંકરો ગૃહત્યાગ કરે, દીક્ષા લે, મહાવ્રતો ઉચ્ચરે, ઉપસર્ગ, પરિષહ સહે, તપ કરે, ચાર ઘાતી કર્મોનો ક્ષય કરે, યાવત્ દેશના દે, આ બધુય જગતના કલ્યાણ માટે છે એ જીવોની ભાવના એટલે વૃત્તિ તથા તદનુસાર પ્રવૃત્તિ એક ભવથી નથી, અનેક ભવથી ચાલુ છે અનેક ભવોમા એ આત્માઓએ જે રાજઋદ્ધિનો ત્યાગ કર્યો, કૌટુબિક શારીરિક, આર્થિકભોગો આપ્યા અને તેઓ જીવન જે જાતનુ જીવ્યા, તે બધુ જગતના ઉપકારને માટે છે તેઓએ શરીર પ્રત્યેની સ્પૃહાનો ત્યાગ જગતના ભલાની ભાવનાથી જ કરેલો છે અનેક જન્મેથી જે આત્માની આવી વૃત્તિ તે પ્રવૃત્તિ હોય તે જ તીર્થંકર થઇ શકે છે.

હવે આ રીતે અનેક જન્મોથી જેમણે આવો પ્રયત્ન કર્યો તેવા તીર્થંકરના શાસનની પ્રાપ્તિથી તેમની પ્રસન્નતા तित्थयरा मे पसीयन्तु એ પદથી સ્વીકારીએ એમાં નવાઇ શી ! બાકી તીર્થંકર અત્યારે તો વીતરાગ છે પણ તેમનુ વિદ્યમાન શાસન તેમના પૂર્વના પ્રયત્નોને આભારી છે એ તો ખરૂ ને ! તીર્થંકર વીતરાગ હોઇ કેઇ પર પ્રસન્ન થતા જ નથી, પણ આપણે આવા ભૂતકાલના બનાવની દૃષ્ટિએ તથા

ઉપચારથી 'તિત્થયરા મે પસીયંતુ' કહીએ તેમા ખોટું નથી સમુચિતજ છે.

એ આત્માઓએ પહેલાના ભવોમા જગતના કલ્યાણની તીવ્ર મનોવૃત્તિ રાખી છે, તેવી તીવ્ર ક્રિયા કરી છે, તેવો તીવ્ર ત્યાગ આચર્યો છે, અને એ બધાના યોગે તેમના દ્વારા સ્થપાયેલ આ શાસન આપણને સાંપડે ત્યાં તેમની પ્રસન્નતા સ્વીકારવામા ખોટુ શુ ? સપૂર્ણતયા સાચુ છે, સમુચિત છે ઇતર દર્શનની જેમ 'તીર્થંકર પ્રસન્ન થાઓ' એમ આશસાના અર્થમા કથન નથી. માર્ગપ્રાપ્તિના અર્થનુ, કે કર્મ ક્ષયપૂર્વક માર્ગપ્રાપ્તિના અર્થનુ સૂચક આ કથન છે

જૈનેતરનુ ધ્યેય પરમેશ્વર કે ગુરુની પ્રસન્નતા, રાજીપા વગેરેનુ છે, તેમ જૈનનુ ધ્યેય તે નથી જૈન માત્રનુ ધ્યેય કર્મક્ષયનુ જ છે જૈન તો ગાને કે આખા સસારચક્રની, સસારની રખડપટ્ટીની જડ જ જન્મ તથા કર્મની છે જન્મ તો પ્રત્યક્ષ છે, થઇ ગયો પણ હવે જન્મ ન થાય માટે જન્મ કારણરૂપ કર્મ કરતો અટકે, અટકવવા પ્રયત્ન કરે તે જૈન. જન્મ અને કર્મની-પરપરા હોવાથી એ પર-પરા અટકાવાનુ ધ્યેય પ્રત્યેક જૈનનુ હોય

જુના કર્મો તોડવા તે નિર્જરા, નવીન કર્મને રોકવા તે સવર, સવર, નિર્જરા તે પ્રત્યેક જૈન માટે કર્ત્તવ્ય આ વાત જેમ જેમ બરાબર વિચારશો તેમ તેમ -જૈનત્વ, સમ્યક્ત્વ કે સાચુ તત્ત્વ સમજાશે પરિણમશે -આત્માની સામે હલ્લો કરશે એ જૈનનુ ધ્યેય, જૈન

કર્મોને વિરોધી માને પોતાને કર્મોનો વિરોધી માને'

"પચ્ચક્ખાણુ" એટલે શુ ? પ્રત્યાખ્યાન કયારે ગણાય ?

જૈનમા "પચ્ચક્ખાણુ" શબ્દ રૂઢ છે એ શબ્દ કોઈથી અજાણ્યો નથી આબાલગોપાલ બધાય એ શબ્દ જાણે છે એ રૂઢ 'પચ્ચખ્ખાણુ' શબ્દને સસ્કૃતમા 'प्रत्याख्यान' કહે છે 'સમકિત વિના બધુ નકામુ' એ સાભળીને તમને ચમકારો થાય છે કે, શુ પૂજા, પ્રભાવના, ભક્તિ, દાન, શીલ, તપ ભાવના આ તમામ નકામા ? પણ પ્રત્યાખ્યાન કે પચ્ચખ્ખાણુ શબ્દનુ રહસ્ય સમજવાથી ચમકારો શમી જશે પ્રત્યાખ્યાન શબ્દમાં પ્રથમ ઉપસર્ગ प्रति છે प्रति+आ+ख्यान આ રીતે પ્રત્યાખ્યાન શબ્દ બન્યો છે.

પાપસ્થાનકો અઢાર છે ત્યાં સુધી અઢારે પાપસ્થાનકોને પ્રતિકૂલ ન મનાય ત્યા સુધી ધર્મને માર્ગે ચઢી શકાય શી રીતે ? આ અઢાર પાપસ્થાનકો આત્માના સ્વરૂપને ઘેરનારા છે, આત્માના હિત, સ્વરૂપને વિરૂપ કરનારા (બગાડનારા) છે, તથા આત્માને ચારે ગતિમા રખડાવનારા છે આવી બુદ્ધિ ન થાય ત્યા સુધી તેનો નાશ કરવાના, કે તેને દૂર કરવાના ઉપાયો લેવાય શી રીતે ? દુશ્મન દુશ્મન છે તેવુ પ્રથમ વસવુ જ જોઈએ પાપસ્થાનકોની પ્રતિકૂળતા હૃદયમા પ્રથમ ઠસવી જોઇએ જે બાઈને કાચાપાકાની ખબર ન પડે તેની રસોઈમાં ભલી વાર ન હોય તે રીતે આખી જીદગી સેવા પૂજા, દાનશીલાદિ કરવા છતાં ધર્મ થયો કે નહિ તેની ખબર ન પડે તે તે કર્યું કામનુ શુ ? એતો પેલી બાઈ રસોઈ'

એવુ ગણાય, અથવા ઘાચીની ઘાણીના બળદ જેવી હાલત ગણાય એ બળદને કેટલા આંટા થયા, કેટલા આંટા બાકી રહ્યા એવુ કાઇ નથી એને તો ફર્યો જ કરવુ એજ કામ.

## મોક્ષની સડકના માઇલિના પત્થરો

કોઇ એમ કહે કે 'વર્ષો સુધી ધર્મ કરાય છતાં ખબર ન પડે એ ધર્મ કેવો ?' એ તર્ક અનર્થંકર છે સડક સીધી છે, સડક પર માઈલે માઈલે આકના પત્થર ગોઠવેલા છે પણ જે મુસાફર તે ન જુએ, આંખનો ઉપયોગ ન કરે ત્યાં વાંક મુસાફરનો કે સડક કરનારનો ? માઇલના પત્થરનો સડકનો કે માઇલના પત્થર ગોઠવનારનો ? મોક્ષની સડક ઉપર માપ આકના પત્થર, ગોઠવેલા જ છે એ પત્થરાઓમાં, પત્થર, ખોડાયેલા પહેલો ખીલો અઢારે પાપસ્થાનકોને છોડવા લાયક માનવા તે અર્થાત્ અઢાર પાપસ્થાનક ત્યાજ્ય છે, એવુ મન્તવ્ય એની નીશાની ? સીત્તેર કોડાકોડી સાગરાપમની 'સ્થિતિમાંથી અગણોતેર તથા કાઇક વધારે સાગરોપમની સ્થિતિ ખળી ગઇ અને કાંઈક ઉણી અ ત કોટાકોટી સાગરોપમની સ્થિતિ બાકી રહી એ જણાવનાર પહેલો પત્થર છે અઢારે પાપસ્થાનકો વર્જ્ય છે એવુ મન્તવ્ય એ પહેલો પત્થર, આનુ નામ સમ્યક્ત્વ

## પાપસ્થાનક અઢાર, વ્રત પાંચ કેમ ?

હવે પ્રશ્ન થશે કે "પાપસ્થાનક જ્યારે અઢાર છે ત્યારે ભગવાને મહાવ્રત તથા અણુવ્રત પાચ જ કેમ કહ્યા ? અઢારે પાપસ્થાનકો જો વર્જ્ય જ છે તો અઢાર મહાવ્રત કહેવા જોઇએ ને ? વાત દેખીતી રીતે ખરી લાગે, પણ જરા વિચાર

ઈવાથી તર્ક શમી જશે દેશ જીતાયા પછી વિજેતા પક્ષ આખી પ્રજાને કેદ ન કરે, માત્ર આક્રમણકારોને જ કેદ કરે છે. પ્રજાનો ધનગનાટ તો આક્રમણકારોને આભારી છે આક્રમણકારોને કેદમા ધકેલ્યા એટલે પ્રજા તો આપોઆપ ચૂપ! તે જ રીતે અઢાર પાપસ્થાનકોમા આક્રમકો તો પાચ જ છે હિસા, જૂઠ, ચોરી, સ્ત્રીગમન તથા પરિગ્રહ એ પાચ આક્રમણકારો છે તમને ક્રોધ આવે પણ તેનુ ફલ શુ ! કોઈને મારો, કૂટો એજ ને ! ત્યારે એ સિદ્ધ થયુ કે હિસામા અભિમાન, માયા, લોભ વગેરે દરેકમા જૂઓ તો પરિણામ હિસા, જૂઠ, ચોરી વગેરેમા, એટલે કે પ્રથમના પાચમાં લાગુ થઈ જશે પ્રજામા આક્રમણ શક્તિ નથી, ઉદ્ધતાઈ ભલે હોય ! તેમ બીજાં પાપસ્થાનકો પ્રથમનાં પાચ પાપોનાં હથીયાર છે પરન્તુ મૂલ આક્રમણકાર એ પાંચ જ છે,

પ્રથમના પાંચ પાપસ્થાનકોને વિરતિ (પચ્ચખાણ) થી તથા બાકીના તેરને વિવેકથી દૂર કરવાં જોઈએ. આ બુદ્ધિ એનુ નામ સમ્યક્ત્વ આ પહેલો પત્થર મોક્ષ માર્ગનો, મોક્ષની સડકનો પહેલો પત્થર આ !

'બની શકે તેટલા પ્રમાણમા પાપનો ત્યાગ કરો' આ ભાવના તે આ સડકનો બીજો પત્થર છે

'સર્વથા પાપને છોડો' આ ભાવના તે મોક્ષની સડકનો ત્રીજો પત્થર છે'

'સર્વથા વિચારોની ખરાબી છોડવી' આ ભાવના તે મોક્ષની સડકનો ચોથો પત્થર છે

સમકિતીની ભાવના એજ હોય કે અઢારે પાપસ્થાનકોને હુ વિરોધી માનુ, તેને ખસેડુ અને મ્હારૂ ચાલે તો તેને બીજેથી પણ તગડુ, બીજે પણ રહેવા ન દઉ!' આવી ધારણા થાય ત્યારે પ્રત્યાખ્યાનમા અવાય

અઢાર પાપસ્થાનકોને પ્રતિકૂલ માનવા પૂર્વક જૈનશાસનની મર્યાદા મુજબ સઘ સમુદાય તથા ગુરૂ સમક્ષ (પાપસ્થાનકોની) જે પ્રતિજ્ઞા થાય તેનુ નામ પ્રત્યાખ્યાન પચ્ચક્ખાણ છે.

પ્રત્યાખ્યાનનુ સ્વરૂપ આ રીતિએ જણાવવામાં આવ્યું પણ એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે પાંચમી કતાર ક્યાં કયા ન ઘુસે? એ તો કુટુંબમાંય ઘુસે, ઘરમાંય ઘુસે, લશ્કરમાંય ઘુસે, વેપારીમાંય ઘુસે અને અધિકારીમાંય ઘુસે એ ઘુસણીયા કતારનુ કામ જ જ્યાં ત્યાં ઘુસવાનુ! તેમ મોહરાજાની પાંચમી કતારથી પણ ચેતતા રહેવા જેવુ છે. એ પાંચમી કતાર જ્યા ત્યાં ઘુસે છે

આથી શાસ્ત્રકારે પચ્ચખ્ખાણ (પ્રત્યાખ્યાન)ના બે ભેદ પાડયા ૧ દ્રવ્ય પચ્ચક્ખાણ ૨ ભાવ પચ્ચક્ખાણ

દ્રવ્ય પચ્ચક્ખાણ એટલે મોહથી સબધ રાખવો નહિ

ભાવ પચ્ચક્ખાણ એટલે મોહના સબધનો ક્ષય કરવો તેના ઉપર કાબુ મેળવવો તે

હવે દ્રવ્ય પ્રત્યાખ્યાન, ભાવ પ્રત્યાખ્યાનનુ સ્વરૂપ, ફલ વગેરે સબધ વર્ણન હવે પછી અગ્રેવર્તમાન.



## વ્યાખ્યાન ૨ જું

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यान द्विधा मत ।
अपेक्षादिकृत ह्यत्र-मतोन्यथापरम मत ॥१॥

ઇતરો પણ પ્રકારાન્તરે અનાદિનો સસાર તો માને છે

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજાએ ભવ્ય જીવોના હિતાર્થે ધર્મોપદેશ આપતા જન્મ-કર્મની અનાદિની પરપરા, બીજ-અ કુરના દૃષ્ટાન્તે કેવી રીતે સમજાવી તે આપણે ગઈ કાલે વિચારી ગયા જેમ બીજ અને અ કુરો સ્વતત્ર (પોતે) કાર્ય-કારણ રૂપ છે, પરસ્પર પણ કાર્ય-કારણ રૂપ છે, તેમ જન્મ અને કર્મ પણ સ્વતત્ર તથા પરસ્પર કાર્ય કારણરૂપ છે જ્યા આ સ્થિતિ હોય ત્યા તેની પરપરા અનાદિની જ માનવી પડે જૈનદર્શનજ એમ માને છે એમ નથી. ખુદ શકરાચાર્યે પણ વ્યાસજીના બ્રહ્મસૂત્રના ભાષ્યમા જણાવ્યુ છે કે—

" उपपद्यते चाप्युपलभ्यते च "

(બ્રહ્મસૂત્ર અધ્યાય ૨ પા૦ ૧ અધિ૦ ૧૨ સૂ૦ ૩૬) આ સૂત્રની વ્યાખ્યામા બીજાકુર ન્યાયને આગળ કરીને કહ્યુ કે આ સસાર અનાદિથી છે, એકથી યુક્તિથી આ સસારનુ અનાદિપણુ સિદ્ધ

છે એમ નહિ, પરન્તુ શ્રુતિમા પણ તેમ જણાવેલુ છે શ્રુતિ
યજુર્વેદમા કહ્યુ છે કે —

सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्

શ્રુતિ જણાવે છે કે વિધાતાએ, કુદરતે કે ઈશ્વરે (બ્રહ્માએ
સૃષ્ટિ બનાવી ત્યારે સૂર્ય-ચન્દ્ર પ્રથમની સૃષ્ટિમા હતા તે
બનાવ્યા, જેમ વેદ નિત્ય તેમ સૃષ્ટિ આદિ પણ નિત્ય જ્ય
જ્યારે સૃષ્ટિ બનાવાય ત્યારે ત્યારે પૂર્વવત્ સૂર્ય-ચન્દ્રા
બનાવાય, આથી સ'સાર અનાદિ ઠરે છે સ્મૃતિમા પણ મ ન
અધિકારમા સેકડો મન્વતરોનુ વર્ણન છે, એ શ્રુતિ મુજ
પણ સ સાર અનાદિ-સિદ્ધ ઠરે છે

એમ સૃષ્ટિનુ અનાદિપણુ માનતા ઈશ્વર-કર્તૃત્વ-વાદ
વાધો ન આવે ?

સમાધાન —ના ઈશ્વર સૃષ્ટિ કરે, પાલન કરે, નાશ કે
વળી સૃષ્ટિ કરે, વળી નાશ કરે એમ પણ અનાદિ તત્ત્વ
ખરૂ શ કરાચાર્યે જણાવ્યુ કે શ્રુતિ સ્મૃતિ તથા બીજા કુર ન્યાય
યુક્તિથી સ સાર અનાદિ-સિદ્ધ છે

જન્મ કર્મની પરંપરા અનાદિ છે.

આપણો મુદ્દો જન્મ-કર્મના અનાદિપણા પૂરતો છે, જન
તથા કર્મ સ્વતત્ર તથા પરસ્પર કાર્ય-કારણ રૂપ છે, જેમ બી
પોતે કાર્ય પણ છે અને કારણ પણ છે, તેમ અ કુરો પોતે કા
રૂપ પણ છે અને કારણ રૂપ પણ છે તેમજ પરસ્પર પણ કા
રૂપ છે બીજ ભવિષ્યના અ કુરનુ કારણ અને ભુતકાલના અ કુરા
કાર્ય છે, તેજ રીતે અ કુરો ભવિષ્યના બીજનુ કારણ તથા ભૂત
કાલના બીજનુ કાર્ય છે, બીજ વિના અ કુરો નહિ અને અ કુર

વિના બીજ નહિ, માટે સિદ્ધ જ છે કે બીજ–અંકુરનો પ્રવાહ અનાદિથી પરંપરાવાળો છે તેજ રીતે જન્મ પોતે કાર્યરૂપ પણ છે, કારણરૂપ પણ છે કર્મ પોતે કાર્યરૂપ પણ છે કારણરૂપ પણ છે, પરસ્પર કાર્ય–કારણ રૂપ છે તેમજ સ્વતંત્ર પણ કાર્ય–કારણ રૂપ છે, આ જન્મ ભૂતકાળના કર્મનું કાર્ય છે અને ભવિષ્યના કર્મનું કારણ છે ભૂતકાળના કર્મ આ જન્મનું કારણ છે અને ભવિષ્યના કર્મોનું કારણ આ જન્મ છે આથી જન્મ-કર્મની પરંપરા પણ અનાદિ છે.

જૈન જૈનેતર બેય સૃષ્ટિ અનાદિ માને તો ફરક શો?

અહિં પ્રશ્ન થશે કે ઈતરો પણ સંસાર અનાદિ માને જૈનો પણ તેમ માને તો ફરક શો?

સલાટ કારીગર મકાન બાંધે–ભાંગે, કુંભાર હાંડલા ઘડે–ફોડે એ રીતે ઈતરનું મન્તવ્ય છે ઈતરો પરમેશ્વરને કર્તા માને છે સંસાર અનાદિ ખરો પણ પરમેશ્વર સૃષ્ટિ રચે, પાલન કરે, નાશ કરે, વળી રચે, પાલન કરે, નાશ કરે, જૈનોનું મંતવ્ય આવું નથી સૃષ્ટિની ઉત્પત્તિ તથા નાશમાં ઈતરોએ ઈશ્વરને રાખ્યો, ઈશ્વરના મહિમાને દાખલ કર્યો

જો ઈતરો માને છે તેમ માનીએ તો બુદ્ધિનો વિરોધ આવે! સૃષ્ટિની ઉત્પત્તિ સમયે જીવોની વિચિત્રતા શી રીતે માનવી? જો કહેશો કે "કર્મોથી" તો પછી આગલી સૃષ્ટિના નાશ તથા નવી સૃષ્ટિની ઉત્પત્તિના આંતરામાં એ કર્મોનો ઉદય કેમ નહિ? સૃષ્ટિની ઈશ્વરથી ઉત્પત્તિ માનનારાઓએ કર્મોના ઉદયના, બંધના સિદ્ધાંતને ખાડામાં પધરાવવો પડશે એમના ન્યાયે તો જીવોની તે વિચિત્રતા છેક છેડા સુધી માનવી પડે એકલી પૃથ્વી એ સૃષ્ટિ નથી. એકલું પાણી એ સૃષ્ટિ નથી. એકલો અગ્નિ એ સૃષ્ટિ

એકલો વાયુ એ સૃષ્ટિ નથી, એકલી વનસ્પતિ એ સૃષ્ટિ નથી. એકલા મનુષ્યો એ સૃષ્ટિ નથી બધાનો સમુદાય ત્યારે સૃષ્ટિ ને! સૃષ્ટિના આરંભમાં વિચિત્ર સર્જન શાથી? આ વિરોધ જૈનમતને નડે તેમ નથી જૈન-જૈનેતરના મંતવ્યમાં અહીં જ ફેરફ છે.

જ્યા સુધી જીવ મુક્ત ન થાય ત્યાં સુધી તેને કર્મનો બંધ તથા ભોગવટો ચાલુ જ છે કર્મના બંધને તોડવાનો જ સિદ્ધાંત જૈનદર્શનનો છે, ઈતરમાં તો સૃષ્ટિના પ્રલયે કર્મ બંધાયેલા વાળા તેવાજ રહે તેવું અહીં નથી જૈનેતરોના મતે તો આંતરામાં કર્મનો ભોગવટો નથી ઉત્પત્તિની માન્યતાને લીધે તેઓનુ આવુ મન્તવ્ય છે પણ ખરી રીતે કર્મ ભોગવાય નહિ તો બંધાય ક્યાંથી? કેમકે जं वेयइ त बंधइ પહેલાથી કર્મ વેદાય અને બંધાય એવો સનાતન નિયમ છે

## જૈન ધર્મની જરૂર

દુનિયામાં જૈન ધર્મની જરૂરિયાત એક જ અપેક્ષાએ છે જીવ કર્મનો બંધ તથા ભોગવટો કાયમ કરે છે એ પરંપરાને બંધ કરવી, આત્માને કાયમને માટે શુદ્ધ સ્વરૂપવાળો બનાવવો, તેને શાશ્વત સ્થાને લઈ જવો એજ જૈન-ધર્મનુ ધ્યેય છે દુનિયાની તથા દેશની તે તે વાતને અહિં ન લઇએ પણ ત્યાં વપરાતા 'આઝાદી' તથા 'આબાદી'ના શબ્દો સમજાવવાથી તમને જૈન ધર્મનુ રહસ્ય સ્હેલાઇથી સમજાશે જૈન ધર્મની જરૂરિયાત આત્માને સદાની આઝાદી-આબાદી અપાવવા માટે છે.

## આઝાદી-એટલે શું?

દુનિયા આઝાદી તથા આબાદી કોને કહે છે? કોઇની પણ ડખલગીરી તથા દરમ્યાનગીરી વિના કાર્ય કરી શકવાની સત્તા તે

આઝાદી, જ્યાં બીજાની ડખલગીરી તથા દરમ્યાનગીરી હોય ત્યાં આઝાદી નથી હમણાં આઝાદી વિચારીએ। આબાદીની વાત પછી કેમકે—આઝાદી વિના આબાદી ક્યાંથી ?

## કર્મની ડખલગીરી

અનાદિથી આ આત્મા કર્મની ડખલગીરી તથા પુદ્ગલની દરમ્યાનગીરીને આધીન છે કેવલજ્ઞાન એ તો આત્માનો ગુણ છે, પણ જીવ દરેક પ્રકારનું જ્ઞાન મેળવે છે શા દ્વારાએ ? આ શરીર કર્મના ઉદયનાજ છે પુદ્ગલોના પરિણમનરૂપ શરીર છે આહાર લેવાય, આહારના પુદ્ગલો લેવાય, તે પરિણમે, તેનું શરીર બને ત્યારે તે શરીરથી ફરસનું જ્ઞાન થાય ને! રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, શ્રોત્રેંદ્રિય, ચક્ષુરિંદ્રિય વગેરેને અંગે એજ વાત સમજી લેવું કે જીવે તે તે પ્રકારનાં પુદ્ગલો પરિણમાવ્યા ત્યારે તે તે ઇંદ્રિઓ દ્વારા તે તે વિષયનું જ્ઞાન થયું કહો કે જ્ઞાન એ આત્માનો પોતાનો ગુણ છતાં હાલ આત્માની તે દશા છે કે જ્ઞાન પણ કર્મની ડખલગીરી તથા પુદ્ગલની દરમ્યાનગીરીથી થાય છે, એટલે કે આત્મા આઝાદ નથી અનાદિથી આ દશા છે એકેન્દ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિયમાં ચઉરિન્દ્રિયમાં તથા પંચેન્દ્રિયમાં સર્વત્ર કર્મની ડખલગીરી તથા પુદ્ગલની દરમ્યાનગીરી છે એકેન્દ્રિયમાં સ્પર્શનું જ્ઞાન પણ તે ઇન્દ્રિય દ્વારા, બેઇન્દ્રિયમાં સ્પર્શ તથા રસનું જ્ઞાન પણ તે ઇંદ્રિઓ દ્વારા, તેમજ તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય માટે સમજી લેવું અને પંચેન્દ્રિયમાં મનુષ્ય પણાની જ વાત કરો ને! કર્મની ડખલગીરીથી તથા પુદ્ગલની દરમ્યાનગીરી વગર તમે શું કરી શકો તેમ છો ? ત્યારે એ સ્પષ્ટ થયું—એ સિદ્ધાંત સિદ્ધ થઈ કે કર્મની ડખલગીરી તથા પુદ્ગલની દરમ્યાનગીરી વિના આત્મા પોતાની ચીજનો પણ ઉપયોગ કરી શકતો નથી

આ તમારી નજર સામે દરીઓ દેખાય છે દરીઓ એટલે? નીમકની ખાણ, અરે! કહોને નીમકમય! પાણી પણ ખારુ જ ને! કુદરતી છે, પણ તેમાથી પૈસાશાર મીઠ લેવાનો હક છે? નહિ, કેમકે ત્યાં ડખલગીરી-દરમ્યાનગીરી છે એજ રીતે કર્મનુ આધિપત્ય એટલુ બધુ સજજડ છે કે આત્મા કર્મની ડખલગીરી તથા પુદ્‌ગલની દરમ્યાનગીરી વિના, પોતાના સ્વભાવ રૂપ જ્ઞાનાદિનો પણ અનુભવ કરી શકતો નથી

આબાદી એટલે શુ?

દેશની અદર બાણુમાથી કોઈ નીકળે તો તેના ઉપયોગ માટે કે દેશમા કોઈ હુન્નર-ઉદ્યોગની નવી સ્થાપના કરવા માટે તમારે બીજાની પરવાનગી લેવી પડે છે, કારણ કે દેશ આબાદ નથી આત્માની પણ સપૂર્ણ આબાદી કયારે ગણાય? આત્માની પોતાની ઋદ્ધિ-સમૃદ્ધિમા લેશ પણ ન્યૂનતા ન હોય, પોતાનુ સામર્થ્ય ફેરવવામા કોઈપણ આડે ન આવે તો તે સ્થિતીમા આત્મા આબાદ ગણાય. આત્મા પોતાની સમૃદ્ધિ, પોતાના ગુણો અનતજ્ઞાન, અનતદર્શન, અનત ચારિત્ર અનતવીર્ય અનતસુખ કાયમને માટે મળવે, કાયમ એટલે? તેનો કદી નાશ ન થાય, તેનો કદી પલટો પણ ન થાય, તેમા લેશ માત્ર પણ ફેરફાર ન થાય એ આબાદી કેની કે આત્માએ એ આબાદી મેળવ્યા પછી ક્રોડો વર્ષો જાય! અરે! ક્રોડો કલ્પો જાય! ક્રોડો ઉત્સર્પિણી-અવસર્પિણી જાય, ક્રોડો કાળચક્રો જાય, અરે ક્રોડો પુદ્‌ગલપરાવર્તનો જાય છતાય આત્માની તે આબાદીમા લેશ માત્ર પણ ન્યૂનતા ન થાય શાશ્વત સ્થિરતા એનુ નામ આત્માની આબાદી. એજ આત્માની સમૃદ્ધ દશા એમા ઘસારો થાય જ નહિ ત્યારે જ તે આબાદી સાચી આબાદી ગણાય

જૈન ધર્મનુ ધ્યેય શુ?

જૈન ધર્મનો ઉદ્દેશ જ એ છે કે અષ્ટકર્મથી મુક્ત થવુ. જીવોને સપૂર્ણતયા આત્મ-સમૃદ્ધિ પ્રાપ્ત કરાવવી એ જ જૈન ધર્મનું કામ, માટે જ આત્માની આઝાદી તથા આબાદી માટે દુનિયાને જૈન ધર્મ પરમ આવશ્યક છે આ એક જ ધર્મ એવો છે કે જેનો આ ઉદ્દેશ છે જૈન-ધર્મની દરેક ધર્મક્રિયા મોક્ષ માટે જ છે.

ધર્મથી દેવલોક, રાજઋદ્ધિ, સપત્તિ, સાહ્યબી, વૈભવ બધુંય મળે છે જરૂર, નથી મળતુ એમ નહિ, મળે છે એ વાત ખોટી નથી, ખરી છે, પણ એ બરાબર યાદ રાખો કે ઉદ્દેશ તે નથી સમકિતી વૈમાનિક અવશ્ય થાય એમ શાસ્ત્રમા લખ્યુ, જરૂર લખ્યુ પરંતુ શાસ્ત્રમા કયાંઈ પણ, વૈમાનિક થવા માટે સમકિત-ધારણ લખ્યુ? નહિ! કેમકે તે ઉદ્દેશ નથી

બારવ્રતધારી બારમા દેવલોક સુધી જાય એમ લખ્યું પણ બારમા દેવલોકની-અચ્યુત દેવલોકની પ્રાપ્તિ માટે બારવ્રત ધારણ કરવાનુ શાસ્ત્રની કોઈ પણ પક્તિમા લખ્યુ? શાસ્ત્રમાં કહે છે કે એક દિવસના ચારિત્રથી મોક્ષે જવાય, યદ્યપિ મોક્ષે ન જવાય તો પણ તે સયમધારી વૈમાનિક તો જરૂર થાય; પરતુ વૈમાનિક થવા માટે દીક્ષા લેવી કે એક દિવસ પણ સયમ પાળવું એવું શાસ્ત્રમા કયાંઈ લખ્યુ? નહિ, કેમ કે તેવો ઉદ્દેશ નથી

એક જ દિવસના સયમના ફળનુ રહસ્ય

શાસ્ત્ર કહે છે કે જીવ એક જ દિવસ સયમ પાળે, સસારની માયાનો સદતર ત્યાગ કરે, આત્માનુ સ્વરૂપ પ્રગટ કરવા ધસ્યો જાય તો તે જરૂર મોક્ષ મેળવે મોક્ષ કયારે મેળવે? અનય

મનવાળો હોય તો અનન્ય મનની દીક્ષા હોય તો મોક્ષ સુરકેલ નથી, પણ દેખાવમા દીક્ષા હોય પણ આમ શીક્ષા હોય તો મોક્ષ મળે? અનન્ય મન એટલે શું? દીક્ષા વિના, દીક્ષાના પાલન વિના જેનુ મન બીજે ક્યાંઈ ન હોય, એ અનન્ય મનવાળો કહેવાય. મોક્ષ મેળવવામા જ જેનુ મન એ અનન્ય મનવાળો દીક્ષિત કહેવાય એવા અનન્ય ચિત્તવાળા દીક્ષિતને તો અ તમુર્હૂર્તમા, બે ઘડીમા મોક્ષ મળે મોક્ષ મેળવવામા, જે તથાવિધ પ્રયત્ન થાય તો માત્ર બે ઘડીનું જ કામ છે મોક્ષ માટે બે ઘડીથી વધારે સમયની જરૂર નથી

## આપણી હાલત કઈ છે?

આજે આપણો ઉધમ કેવો છે? આપણા મનની હાલત કેવી છે? દરીયામા દીવાદાડીના ફાનસનો હાથ કેવો ફર્યા કરે છે! આપણા મનની–આપણા જીવની પણ હાલત તેવી છે એ હાથના ફરવાના વેગ કરતાં ય આ મનનો વેગ જબ્બર છે એટલા માટે તો મનનુ સ્વરૂપ જણાવતાં કલિકાળ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચદ્રાચાર્ય મહારાજાની ફરમાવે છે

> क्षण सक्त क्षण मुक्त, क्षण क्रुद्ध क्षण क्षमी।
> मोहाद्य क्रीडयैवाह कारित कपिचापलम्॥

—વીતરાગ સ્તોત્ર પ્રકાશ ૧૬ શ્લો ૪

સુગ્જ્ઞિએ–કલિકાલ સર્વજ્ઞ ભગવાને મનને અમાત્યની ઉપમા આપી છે કેમ કે રાજા તો આત્માને! આચાર્યશ્રી કહે છે, "મન રૂપી અમાત્ય એવા વાદરાવેડા કરે છે કે ન પૂછો વાત! અહિંથી તહિં તહિંથી અહિં કૂદાકૂદનો ઉત્પાત મચાવે છે" વાદરો એજ કરે ને! જનાવર તો ખાધે બાંધ્યુ ય રહે, પાજરામાય રહે, પણ વાંદરો તો પાંજરામાંય સખણો ન રહે કલિકાલ સર્વજ્ઞ

ભગવાન કહે છે, આ મન ક્ષણમાં ક્રોધી ક્ષણમા શાંત, ક્ષણમાં રાગી, ક્ષણમા વિરાગી, એની વાનરચેષ્ટા તો જુઓ!

એ વાત ખરી કે સાધ્ય એ અંતમુહૂર્તે સધાય તો કામ થઈ જાય, એક સરખી બે ઘડી જે આત્મા તન્મય બને તો તો બેડો પાર થઈ જાય! પરંતુ મનની હાલત જ એ છે કે બે ઘડી એક સરખી જાય જ નહિ! મોક્ષ મેળવવા માટે બે ઘડીની તન્મયતા પર્યાપ્ત છે, પરંતુ એ ઘડી તેવી સ્થિતિ ટકવી જ મહામુશ્કેલ છે બે ઘડીનો સમય જે વાનરચેષ્ટા વિનાનો જાય તો જરૂર કાર્ય સિદ્ધ થઈ જાય

પહેલા ગુણસ્થાનક તથા ચૌદમા ગુણસ્થાનક વચ્ચે અંતર કેટલું?

શાસ્ત્રકારે પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે કે પહેલું ગુણસ્થાનક તથા ચૌદમા ગુણસ્થાનક વચ્ચે અંતર કેટલું? પહેલું ગુણ-સ્થાનક મિથ્યાત્વનું છે અને ચૌદમું ગુણસ્થાનક એટલે મોક્ષનું દ્વાર છે એ બે ગુણસ્થાનક વચ્ચેના અંતરના પ્રમાણનો પ્રશ્ન શાસ્ત્રકારે જ ભવ્યોને તત્ત્વ જણાવવા ઉપસ્થિત કર્યો અને પોતે જ ઉત્તર આપો (કેમ કે ઉત્તર જણાવવા માટે જ પ્રશ્ન ઊભો કરાવેલ હતો) કે એ બે ગુણસ્થાનક વચ્ચે અંતર્મુહૂર્ત્તનું જ અંતર (તેટલા સમયનું જ અંતર) છે મરુદેવા માતાનું દૃષ્ટાંત પ્રત્યક્ષ છે

સંસારના પ્રાણીઓને સ્વપ્ને પણ સુખનો અનુભવ નથી.

—મહાનિશીથ સૂત્ર

## મરૂદેવા માતાનુ અ તર્મુહૂર્ત્તમાં મોક્ષને અ ગે અભૂતપૂર્વ દષ્ટાત !

### વડિલો પ્રતિ આદર્શ વિનયનુ સ્વરૂપ અને મહત્ત્વ.

ભગવાન્ શ્રી ઋષભદેવજીએ તો દીક્ષા લીધી છે જૈન સમાજમા આબાળગોપાળ સુદ્ધા સૌ કોઇ જાણે છે કે, પોતાના પુત્ર ઋષભના કાઈ પણ ખબર-અ તર ન મળવાથી, મરૂદેવા માતા રડી રડીને અ ધ પડલવાળા બન્યાછે ભરત મહારાજા તો છ ખ ડના માલિક ચક્રવર્તી બન્યા છે મરૂદેવા માતા રોજ ઓલભા દે છે ભરતજીને ચક્રવર્તીની ઋદ્ધિમા મગ્ન જોઈ રોજ ઉપાલભ આપે છે "પોતા (પૌત્ર) એવા પાકયા કે પોતાનુ જ કરે છે પણ પિતાની ખબર પણ મેળવતો નથી માગ ઋષભનુ શુ થાય છે તેની ખબર મેળવી ? ઋષભ પુત્ર મારો પણ તારો તો પિતાને !" એક ઘરમા રહેવું અને રોજ દાદીમાના ઓલભા (ઠપકો) છ ખ ડના માલીક ચક્રવર્તીએ સાભળવા ! આ કેમ બનતુ હશે ! કેવી સહનશીલતા ! વડીલ પ્રત્યે કેવી પૂજ્ય બુદ્ધિ ! આજ પણ દુનિયામા સુપુતોમા તો કહેવત પ્રચલિત છે કે "આપાપની ગાળ તે ઘીની નાળ" વડીલોના ઉપાલભાદિકે આનદપૂર્વક સહન કરવા એજ સજ્જનોનુ, ઉત્તમ પુરૂષોનુ કામ છે ઝાડના ફૂલનુ દષ્ટાત લ્યો ઝાડનુ જે ફૂલ, વાયરો ઠંડી, વૃષ્ટિનો માર સહે છતા ડાળને વળગી રહે અને પડે નહિ તેનું જ ફળ મોટુ, મીઠુ અને કિમતી થાય અને જે પડી જાય જેને શું કહેવામા આવે છે ? વળગી રહે તો આબો, કેરી, અને પડી જાય તેનુ નામ મરવા ! કાચા ખરે તે મરવા ! માબાપ પ્રત્યે પુત્રોને અ ગે પણ એમ જ સમજી લેવુ

ભરત મહારાજા આ ઉપાલંભ સહન કરે છે જ્યારે શ્રી ઋષભદેવજી ભગવાનને કેવલજ્ઞાન થાય છે, અને વનપાલક આવીને ભગવાનને કેવલજ્ઞાન થયાની વધામણી આપે છે ત્યાં સામટો ઉત્સાહ છે ભરત મહારાજને બેવડા આનંદનો અંત આવે છે ભગવાનની ઋદ્ધિ દાદીમને દેખાડવા તેઓ તૈયાર થાય છે ભગવાનને વંદના કરવા જવાની તૈયારી કરે છે અને દાદીમને કહે છે "માતા! ચાલો! આજે તમારા ઋષભની ઋદ્ધિ જોવા ચાલો!"

મરુદેવા માતાને-દાદીમને, ભરત મહારાજા હાથીની અંબા-ડીએ લઈ જાય છે સમવસરણનું એના જ દાદીમા [illegible] બને છે દેવતાઓ, જતા આવતા દેવતાઓની ચમર, [illegible] આપે જુએ છે, દેવ દુંદુભિના મધુર સ્વરો શ્રવણ કરે છે અને જાણે થાય છે, મારો ઋષભ આ ઠાઠમાં! પુત્ર દર્શનના ઉત્સાહના અતિરેકથી પડલનો પણ નાશ થાય છે કર્મનાશનું જાણે પ્રસ્થાન ન હોય, સૂચક ન હોય તેમ પડલનો નાશ થાય છે 'આ મારો ઋષભ આ ઠાઠમાં છતાં મને ખબર પણ મોકલતો નથી? હું તો રડી રડી આંધળી થઈ પણ એને શું છે?'' ભરત તો પોતો (પૌત્ર) હતો. પૌત્રને તો અંતર રહ્યું પણ પુત્રને અંતર ખરું! માતા, મરુદેવા માતા એજ વિચારે છે "એ પુત્ર માતાની ખબર ન લે તો પોતો (પૌત્ર) પિતાની ખબર શાની લે?" માતા તો વિચારણામાં વધતાં જ ગયા તેમ વાચો યાદ રાખો! એક સંખ્યા અંતર્મુહૂર્ત માટેનું આ દૃષ્ટાંત છે. માતા વિચારે છે કે "ખરેખર! મોહવશાત ભલે એમ મનાય કે અમુક અમુકને સંભારે છે, સંભાળે છે પણ વાસ્તવિક રીતિએ તે શક્ય જ નથી"

દાતા કરતા સાપેક્ષભાવે દૈવનુ મહત્ત્વ

વાત પણ ખરી છે, એક વ્યક્તિ બીજાને સમારે, પણ ક્યારે? સામાનું તેવું ભાગ્ય હોય તોજ તેમ બને છે એક આણસે એક ગરીબને દાન દીધુ એ વાત ખરી, દાન દીધુ એમા ના નહિ પણ દાન મળ્યું કયા ગરીબને? જે ગરીબના ભાગ્યમા મળવાનું નિમિત્ત હતુ તેને! દાન પેલા દાતાર તરફથી અપાયું જેના ભાગ્યમા હોય તેને જ દાન આપવાની બુદ્ધિ થાય, જેના ભાગ્યમા ન હોય તેને તો તેજ દાતાર લાકડી લઈને કાઢી મૂકે છે દાતારે દાન દીધુ એ વાત ખરી, અરે! દાન ધર્મની આરાધના કરી એ વાત પણ ખરી પણ એ દાન મળે છે તો નશીબમાં હોય તેને જ ભગવાન્ મહાવીરદેવે વરસીદાનમા રોજ ક્રોડો સોનૈયા આપ્યા, નશીબવાળા સહુ લઈ ગયા પણ સોઠીઓ (વિપ્ર ભાઈબધ) ગોથુ ખાતો રહી ગયો ને?

બાવાજીનુ ભાગ્ય!

ભાગ્યને અગે ઈતરમાં પણ એક દૃષ્ટાત છે

એક બાવો રોજ ઉગ્ર તપ કરતો હતો મહાદેવ પાર્વતી એક વખત ચાલ્યા જતા હતા, ત્યાં આવી સ્થિતિમાં પાર્વતીએ જોયો. મહાદેવ પાર્વતી ના નામે તપ કરતા આ બાવાને અગે પાર્વતીએ મહાદેવને કહ્યુ "તમારા આ ભક્તનું દારિદ્ર ફેડો!" એકવાર તો કહ્યુ કે "જવા દે એ વાત! એના નશીબમાં નથી" છતાં પાર્વતીજીએ આગ્રહ કર્યો, કહ્યુ "તમારે આપવું જ નથી એમ કહોને! આપો જોડે, કેમ એને નથી મળતુ! એ જોડે તો ખરી!" હવે મહાદેવજી હા કહે કે ના? 'ના' કહે તો 'તમારે આપવું નથી' આ આરોપ ઉભો રહે છે અને 'હા' કહે તો પણ પાર્વતી, પ્રથમ કહેલી 'ના' ને

આગળ કરીને કહે કે " કેમ નશીબમા નહોતુ ને ! " મહાદેવજીને તો સૂડી વચ્ચે સોપારી થઈ! તેમણે કિસ્સો કર્યો એ ખાત્રાને જવાના માર્ગમા સોનાનું કુડલ મૂકયુ અને પાર્વતીને કહ્યુ " જો! આ કુડલ મૂકયુ છે, ને તે લઈ લેશે પ્રત્યક્ષ આપવાથી એને વળી કોઈના ઉપકારમા આવવાપણુ લાગે, આતો કોને ખબર કોણે મૂકયુ ? એમ માની એ લઈ શકે " પાર્વતીજીને તો કામથી કામ હતુ ને! હવે પેલો બાવો આગળ ચાલે છે ત્યા, આખમા કાંઈક કણુ જવાથી તેમાથી આસુ નીકળ્યાં, કપાળેથી પરસેવો નીતર્યો તે આખમા ગયો આસુ અને પ્રસ્વેદના સયોગે ઝળઝળીઆ આવ્યા અને દ્રષ્ટિમા ઝાખપ થવા લાગી એ વખતે બાવાજીના નશીબે બાવાજીને પ્રેરણા કરી એથી બાવાજીને વિચાર થયો કે ' ઝળઝળીઆથી જો ચાલવામા સ્ખલના થાય છે તો અંધાપામા કેમ થતુ હશે ? ' પોતાને એ પ્રયોગ કરી જોવાનુ મન થયુ અને ભાઈ સાહેબ આખો મીચીને થોડેક ચાલ્યા. એ અવસ્થામા ચાલતા પગની નીચે પેલુ કુડલ આવ્યુ પણ ખરુ પોતે અંધાપાના પાઠમા તલ્લીન છે એટલે માની લીધુ, ' પગ તળે કાંઠક આવે એ વાગે ભલે પણ અંધાપામાયે ચાલી તો શકાય છે ' આમ મન્તવ્ય નક્કી કર્યું, પણ પગતળે શુ છે એ જોવાનો ખ્યાલ આવ્યો નહિ મહાદેવજીએ પાર્વતીને આ દશ્ય પ્રત્યક્ષ બતાવી, નશીબનો પરચો દર્શાવી દીધો

### ઉકરડામાથી કોણિકને બચાવનાર કોણ?

કર્મ એ જબ્બર ચીજ છે જેને નાશ કરવા મોકલ્યો હોય તેને બચાવનાર પણ નશીબ જ છે, કર્મ જ છે કોણીકને જન્મતા જ ઉકરડે ચેલ્લણાએ મૂક્યો હતો છતાં બચ્યોને! શી રીતે ? વાત એમ છે કે કોણિક જયારે ગર્ભમા હતો ત્યારે

કોઈ એમ માને કે 'આનું હું કર્તા છું' પણ એ માન્યતા બરાબર નથી એનું એ કરતો હોય એ વાત ખરી! પણ અને ત્યારે કે જો સામાનું ભાગ્ય હોય તો!

મરુદેના માતાની વિશુદ્ધ વિચારણા

મરુદેના માતાની વિચારણા આગળ વધી "કોનો પુત્ર, કોનો પૌત્ર! કોની માતા! મારૂં મારૂં એ મિથ્યાભ્રમ છે એવા માતા, પુત્ર, પિતા વગેરેના સબંધો તો કઇ થાય, એ તો કર્મના ઉદયે જ થાય મને કર્મ જ તોડવા જેવું છે" એ કર્મ શી ચીજ? આત્માને એ બલા ક્યારથી વળગી? કેમ દૂર થાય? એજ વિચારની ધૂન, ધૂણી બને છે, કર્મો તેમા ભસ્મીભૂત થાય છે, તેથીમા, મરુદેના માતા અંતર્મુહૂર્તમાં કેવલજ્ઞાની પામી; અંતકૃત કેવલી થઈ મુક્તિએ પહોંચે છે

પહેલા-ચૌદમા ગુણઠાણા વચ્ચેના અંતરનું દશ્ય

અંતર્મુહૂર્ત આત્મા એક સરખો, સાધ્યમાં તલ્લીન બને તો મોક્ષ પ્રાપ્ત થાય તેમ છે અંતર્મુહૂર્તમાં મિથ્યાત્વથી મોક્ષે જઈ શકાય તેમ છે હવે ખ્યાલમાં આવશે કે પહેલા ગુણસ્થાનક તથા ચૌદમા ગુણસ્થાનક વચ્ચે માત્ર બે ઘડીનું અંતર (એ અંતર બે ઘડીમા ભેદાય) કેમ કહ્યું?

શાસ્ત્રનું કથન સીધી રીતે સમજો.

હવે ધ્યેય શું છે! એ વાત ફરીથી વિચારી મજબૂત કરો 'સમકિતી અવશ્ય વૈમાનિક થાય, ભાગવતધારી ભાગમા દેવલોકે જાય, એક દિવસનું ચારિત્ર પાળનાર નક્કી મોક્ષે જાય, જો અંતર્મુહૂર્તનું ચારિત્ર પાળનાર મોક્ષે જાય તો એક દિવસનું ચારિત્ર પાળનાર મોક્ષે જાય તેમા નવાઈ નથી, યદ્યપિ મોક્ષે ન જઈ શકે તો

અવશ્ય વૈમાનિક થાય આ બધુ શાસ્ત્રમાં સ્થળે સ્થળે લખ્યું પણ વૈમાનિક થવા સમકિત ધારણ કરવાનુ, અચ્યુત દેવલોકે જવા બાગ્વ્રત ધારણ કરવાનુ, તથા વૈમાનિક થવા એક દિવસનું પણ ચારિત્ર પાળવાનુ શાસ્ત્રની એક પણ પક્તિમાં છે ખરૂ ? ન જ હોય! કેમકે જૈન દર્શનમા મોક્ષ વિના બીજુ ધ્યેય જ નથી. જન્મ અને કર્મની પરપરા તોડવી, મોક્ષ મેળવવો એજ ધ્યેય આપણે વિચારી ગયા કે જન્મના કારણ રૂપ કર્મને રોકવા–તોડવા એજ આત્માનુ પ્રથમ કર્તવ્ય છે

દેવલોક તો મોક્ષમાર્ગમા વીસામા રૂપ છે.

સમ્યક્ત્વથી બારવ્રત પાલનથી સયમ પાલનથી દેવલોક મળે છે એ વાત ખરી પણ તે દેવલોક (એક દિવસના પણ) વિસામા રૂપ છે વચલા સ્ટેશન રૂપ છે ધર્મનુ એ ફલ ખરૂ પણ વચલા સ્ટેશન રૂપ ફલ છે કલકત્તે જનારા મુસાફર નાગદા કે મથુરામા રોકાય, એક સાથે લાગટ કલકત્તાની મુસાફરી ન કરી શકે તે વચ્ચે ગમે ત્યાં રોકાય, એ રીતે મોક્ષ માર્ગના મુસાફર માટે દેવલોક એ વચલા સ્ટેશન રૂપ છે

ઇતરમાં દેવ લોક તથા મોક્ષ બન્ને ધ્યેયરૂપ જ્યારે જૈનામા એકલુ મોક્ષજ ધ્યેય.

જન્મ, જરા, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ, ઉપાધિ રૂપ ભયકર સસારમા આત્માની અનાદિની રખડ પટ્ટીના કારણ રૂપ જન્મ કર્મની પરપરા તોડવી, આત્માને કર્મ તથા જન્મ રહિત બનાવી તેના શુદ્ધ સ્વરૂપમાં, તેની અખડ માલીકી રહે તેવા શાશ્વત સ્થાનમા સ્થાપન કરવો એજ જૈનધર્મનુ એકજ ધ્યેય છે ઇતરોમા દેવલોકને પણ ધ્યેય માન્યુ છે 'મરીને સ્વર્ગે જવુ

હોય એ અગ્નિહોત્ર કરે' આદૂ તેઓમાં વિધાન છે 'જેમને દેવલોકની સમૃદ્ધિ જોઈતી હોય તેએ યજ્ઞમા પશુનો હોમ કરે, આવી રચના અન્ય-મતમા સ્પષ્ટતયા છે

જૈનશાસન તીર્થંકરના જીવનની પણ ભૂલનો બચાવ કરવા તૈયાર નથી.

અન્યમાં જેમ નામચદ્રજીએ પિતાની આજ્ઞાનું પાલન કરવાનો ભાગ ભજવ્યો, શ્રી કૃષ્ણે લીલાનો ભાગ ભજવ્યો, તેમ આ જગતમા જૈન ધર્મ જીવ માત્રને મુક્ત બનાવવાનો ભાગ ભજવ્યો છે, ભજવે છે અને ભજવશે. મુખ્ય ધ્યેય આ અને ગૌણપણે નીતિ મુખ્ય, તીર્થંકરના જીવની અનીતિને પણ જૈનશાસન સહન કરવા તૈયાર નથી, એ જીવ પણ હલકુ સ્થાન જ, હલકુ જ સ્થાન ચોરી, જારી, લુચ્ચાઈ, લફગાઈ વગેરેના બચાવો બીજામાં કોઈએ લીલાને નામે, કોઈએ જરૂરિયાતના નામે, તો કોઈએ સ્થિતિના નામ બચાવ કર્યા પણ જૈનદર્શનના એવા ખોટા બચાવને લેશ પણ સ્થાન નથી, શ્રીકલ્પસૂત્રમા દરેક પર્યુષણમાં ભગવાન્ શ્રી મહાવીરદેવના જીવનમા સાભળો છો તે યાદ કરો! મરીચિના ભવમા શ્રી મહાવીરના જીવનાં વચનો વિચારો!

> आद्योऽहं वासुदेवाना, पिता मे चक्रवर्तिनाम्
> पितामहो जिनेन्द्राणा ममाहो उत्तम कुलम् ॥

આ ભરત ક્ષેત્રમા, હું પ્રથમ વાસુદેવ (થવાનો)! મારા પિતા પ્રથમ ચક્રવર્તી! અને મારા દાદા પ્રથમ તીર્થંકર! અહો! મારૂં કુલ કેવું ઉત્તમ! આ વચનોમાની વાત લેશ પણ અસત્ય નથી પોતે પ્રથમ વાસુદેવ થવાના એ પણ ખરૂ, ભરત

મહારાજ આધ ચક્રી, અને શ્રી ઋષભદેવજી ભગવાન, તીર્થંકરોમા પ્રથમ છે એ વાતમા મીન-મેખ ફરક નથી, પણ વાધો કયો ? શાસ્ત્રકાર કહે છે મદ કર્યો, ત્યાં વાધો ! ચોથા પાદમા મમાહો ઉત્તમ કુલ ' એ અભિમાને એમને રખડાવી માર્યા આટલા જ મદ માત્રથી કેટલી રખડપટ્ટી ! શ્રીતીર્થંકરના જીવ માટે પણ નિયમ સરખો જ

સંખ્યાતા વર્ષોનો એક પલ્યોપમ થાય દશ ક્રોડાક્રોડા પલ્યોપમનો એક સાગરોપમ થાય, ક્રોડને ક્રોડે ગુણો તેટલા સાગરોપમ સુધીનું નીચ ગોત્રનું કર્મ મરીચિએ બાધ્યું પ્રથમના ત્રણેય ચરણ ત્રેષઠ શલાકા-પુરૂષોત્તમોને અનુલક્ષીને છે, વાત સો ટકા સત્ય છે, કહેનાર ભાવી તીર્થંકરનો જીવ છે પણ કાયદો તે કાયદો ! જૈનશાસન પોલ ચલાવવા તૈયાર નથી 'બીજા અબોલ હોય માટે થોડી પણ પોલ, અહિં ભલે ચાલે, એવુ આ શાસનમા નથી મરીચિએ સાચી વાતનો ઉપયોગ કર્યા કર્યો ? એ તત્ત્વ છે, ઉપયોગ કુલ-મદ કરવામા મિથ્યાભિમાનમાં ગાચવામાં કર્યો ને ! તીર્થંકર કે ગણધર, કોઈની પણ શરમ આ શાસનમા ચાલતી નથી.

## મરૂદેવી માતાની મુક્તિ

મરૂદેવી માતા અંતર્મુહૂર્તની આરાધનામા જમ્બર દૃષ્ટાંતરૂપ છે એમની વિચાર ધારા એક પછી એક ચાલુજ રહી 'કોના પુત્ર, કોના માબાપ, જુના સંબધને છેડ દેવાય ! નવા સંધાય ! આ વિચિત્રતા ! કોઈ સબધ શાશ્વત નથી ! કયાં પ્રતિબંધ કરાય ? બીજી દૃષ્ટિએ નારકી, દેવતા, તિર્યંચ કે મનુષ્ય ગતિમાના જીવોની સ્થિતિ પણ સરખી નથી નારકી કાયમ નારકી રહેતો નથી, દેવ કાયમ દેવ રહેતો નથી એક પણ સ્થિતિ, એક પણ

સ બધ, એક પણ સ યોગ કાયમી નથી ! આવી અસ્થિર-બનાવટી ચીજ પાછળ દોડયે જવામા, વળગ્યા રહેવામા ડહાપણ કયુ ? સૂર્ય સ ધ્યાની પાછળ દોડયો જ જાય તે ભેગો થાય ? આગળ સ ધ્યા ને પાછળ સૂર્ય ! બ ને રોજ ભ્રમણ ર્યાં કરે પણ ભેગો થાય જ નહિ દરેક પ ર્દાર્થ પોતાના સ્વરૂપે સ્થિર છે. આત્માની સ્થિરતા પોતાના જ્ઞાનાદિ ગુણુમા જ ઘટી શકે પર-પદાર્થમા ગમે તેવી પ્રીતિ કરો પણ પર તે પર ! મે 'મારો ઋષભ-મારો ઋષભ' કર્યાં કર્યું પણ એ મારો હોય તો મારો થાય ને ! એ પણ કયા સ બ ધને ગણે, કયા સ બધને અવગણે ? ખરેખર ! કર્મની જ આ બધી વિચિત્રતા છે આત્માએ કર્મના આવરણને તોડવુ જ જોઈએ તોજ આત્મશુદ્ધિ થાય " આવી ચાલુ ભાવનામા વાતાવરણ આખુ પલટાઈ ગયું અને પ્રથમ આપણે વિચારી ગયા તેમ તેમ કેવલજ્ઞાનની તથા તત્કાલ મુક્તિની પ્રાપ્તિ થઈ

**'પચ્ચક્ખાણ'ના શાબ્દિક પરિચય.**

મુદ્દો એ છે કે અનાદિકાલથી આ જીવ કર્મની દખલગીરીથી તથા પુદ્ગલની દરમ્યાનગીરીથી હેરાન થઈ રહ્યો છે કર્મ તથા પુદ્ગલની દખલગીરી તથા દરમ્યાનગીરીનો સામનો કરવો જોઈએ એવુ જે સમજે તે જ જૈન ધર્મી સમજવો, ગણાય, જૈન ધર્મનુ ધ્યેય તેનેજ માલુમ છે એમ મનાય

ઇંદ્રિઓના વિકારો, મનના આવેશો (ક્રોધ, માન, માયા, લોભ) તથા ઔદયિક પ્રકૃતિઓ (અઢાર પાપસ્થાનકો)ને પ્રતિકૂલ માનવા એનુ જ નામ સમકિત, આવી ધારણા પછી 'પચ્ચક્ખાણ' કરવાની વાત આવે

જૈનોમાં આબાલગોપાલ બધાને 'પચ્ચક્ખાણ' શબ્દ માલુમ છે 'પચ્ચક્ખાણ' શબ્દથી કોઈ અજાણ નહિ હોય, પણ પચ્ચક્ખાણનો અર્થ જાણનાર ઘણા ઓછા છે 'પચ્ચક્ખાણ' શબ્દ જરૂર બધાને વ્હાલા છે, એ શબ્દથી પ્રીતિ અવશ્યમેવ છે પણ અર્થની વાત આવે ત્યાં વાંધા!

સંપ સાધનાના નિયમો.

હું પહેલા સંપ સંબંધમાં જણાવી ગયો છું તે યાદ કરશો તો 'પચ્ચક્ખાણ' સંબંધી પણ, 'અર્થ'ની સમજણ કેમ નહિ ' એ મુદ્દો સમજાઈ જશે 'સંપ' શબ્દ તમામને પ્રિય છે, કોઈને અપ્રિય નથી વોટ (મત) લેવામાં આવે તો એક પણ મત તેની વિરૂદ્ધ નહિ મળે 'સંપ સારો કે કુસંપ સારો' એના અંગે મત લેવાય તો સંપને જ સર્વ મતો મળે, કુસંપને એક પણ મત મળનો નથી ત્યાં સુધી તો ઠીક! પણ પછી આગળ વધીને સંપનું સ્વરૂપ હેતુ વગેરે પૂછો તથા સંપનો અમલ કરનારા કેટલા? એ પૂછો તો કેટલા નીકળે? સેંકડે કે હજારે એક! સંપનો અમલ કરવો મુશ્કેલ છે માટે અમલમાં વાંધા અને માટે જ તેના કારણની પડપૂછમાં કોઈ ઉંડું ઉતરે નહિ

સંપ સાધવાના નિયમો ત્રણ છે.

પહેલો નિયમ એ કે પોતે ગુનેગાર બનવું નહિ એ પણ સાચી રીતિએ, દેખાવ પુરતું નહિ સંપ-સંપની ખોટી બૂમ મારવાથી કાંઈ ન વળે

પેલો ક્ષુલ્લક સાધુ કુંભારના ઘડા કાંકરીથી ફોડે જતો હતો, અને કુંભાર જ્યારે કાંકરીથી કાન મરડતો ત્યારે તે બૂમ મારીને કહેતો કે 'જુઓ, આ કુંભાર મારો કાન મરડે છે!' પણ પોતે

ઘડા ફોડવાનું ટીખળ બંધ કેમ કરતો નથી ? વર્તમાનમાં ઠકે-નાગ કહે છે, 'અમે સંપ ઇચ્છીએ છીએ ' તો પછી શાસ્ત્ર તથા પરંપરાને ઉડાવવાના પ્રયત્નો કેમ પડતા મૂકાતા નથી ? શાસ્ત્રોને શાસ્ત્રાભાસ ઠેરવવા, પરંપરા ઉડાવવી, સૂતક-પાતન ઉડાવવું આ બધુ ચાલુ રાખવું અને સંપની ઇચ્છા જણાવવી એ શું સમુચિત છે ? કહેવું જ પડશે કે વિપરીત છે. એવાઓને પેલા નરકલકની ડોરિમા મૂકી શકાય ગુન્હાથી પર-હેજ નહેવુ, એજ સંપનુ સાચુ અને પ્રથમ લક્ષણ છે, છોક-ગીના ભોગે પણ ગુન્હો ન કરું તે નજ કરું આવી ભાવના સંપ-સાધમ્ની હોય

બીજો નિયમ ગુન્હાની ગાંઠ બાંધવી નહી. સામાએ ગુન્હો કર્યો હોય તેની ગાંઠ વળે તો સંપ સચવાય જ નહિ. આટલેથી પતે ? ના ! આ દાબડી ગન્હો કરે છે ? ના, શું ઠાની ગાંઠ પણ બાંધતી નથી ત્યારે આ ચીજ નંખવાળી ? ના ! ત્યારે આગળ વધવું પડશે

સંપને અંગે ત્રીજો નિયમ ઉપનાનો નખાત ઝડપી લેવો.

આ ત્રણ નિયમને સાધનાર માણસ, ઘરમાં, કુટુંબમા, જ્ઞાતિમાં, દેશમા સર્વત્ર સંપ સાધી શકે હવે 'સંપ' શબ્દ તો સૌને પ્રિય, 'સંપ' સરિ એવા તમામનો રાટ છતા આ નિયમો જાણનાર તથા તેનો અમલ કરનાર હજારે એક ! એનું કારણ કે એવી શબ્દની પ્રીતિ થઈ છે તેવી પદાર્થની પ્રીતિ હજી થઈ નથી એજ મુજબ પચ્ચક્ખાણ માટે સમજવું !

જૈન માત્રને પચ્ચક્ખાણ શબ્દ પરિચિત છે, વહાલો છે પણ એની સમજણ ધરવા ઓછાને છે, સમજણપૂર્વક પચ્ચક્ખાણ કરનાર ઘણા ઓછા નીકળે

**પ્રત્યાખ્યાન**

પચ્ચક્ખાણ શબ્દ પ્રાકૃત છે માગધી છે, દેશી છે એને સંસ્કૃતમાં પ્રત્યાખ્યાન કહે છે એ प्रत्याख्यान શબ્દ ત્રણ શબ્દોનો બન્યો છે प्रति+आ+ख्यान આત્માને ચારે ગતિમાં રખડાવનાર, જન્મ, જરા, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ ઉપાધિના ચક્કરે ચડાવનારા, આત્માના ગુણોને ચૂરનારા, આત્માના સંપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય સુખને રૂંધનારા જો કોઈ હોય તો અઢાર પાપસ્થાનકો છે અનાદિથી આ અઢારે આત્માને આમથી તેમ અફાળે છે આ સ્વરૂપ સમજાય, આ વસ્તુનો ખ્યાલ આવે એનુ નામ સમકિત.

અહિં કોઈ વળી તર્ક કરે, પ્રશ્ન કરે કે 'શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ શુદ્ધ ધર્મનું મન્તવ્ય તે સમકિત ' એ વ્યાખ્યા પ્રચલિત છે તે બરાબર નથી ?

જરા વિચાર કરાય, બુદ્ધિ દોડાવાય તો એ વ્યાખ્યા બરાબર જ છે શુદ્ધદેવ તેને જ કહેવાય કે જેણે અઢારે પાપસ્થાનકોનો સદાને માટે નાશ કર્યો હોય, શુદ્ધગુરુ તેનેજ કહેવાય કે જે અઢારે પાપસ્થાનકોથી, તેના કારણોથી દૂર થયા હોય, તેના નાશના માર્ગ સાધક બન્યા હોય અને બીજાને તે માર્ગે દોરતા હોય, તથા શુદ્ધધર્મ પણ તેજ કહેવાય કે જે આ અઢારેના નાશના ઉપાયો બતાવતો હોય અઢારે પાપસ્થાનકોને પ્રતિકૂલ ગણવા-માનવા તેનું નામ સમ્યક્ત્વ પછી સ્વરૂપપ્રાપ્ત્યર્થ પ્રતિકૂલથી છૂટવા માટેની મર્યાદાવાળા સાધન તરીકે પ્રતિજ્ઞાનુ કથન કરવુ એનુ નામ પ્રત્યાખ્યાન

प्रत्याख्यापन કે प्रत्याख्यान ?

અહિં વળી કોઈ તર્ક કરે કે પચ્ચક્ખાણ કરનાર પોતે

કરે તો 'પ્રત્યાખ્યાન' શબ્દ વ્યાજબી પણ ગુરૂ પચ્ચખ્ખાણ કરાવે ત્યા તો કરેમિ ભંતે શબ્દ જોઈએને!' પ્રથમ એ સમજવાની જરૂર છે કે જૈન દર્શનમા પણ પ્રથમ મુહપત્તિ પડિલેહવાની રજા માગવામાં આવે છે પછી 'સામાયિક સંદિસાહુ' એવી રજા માગવામા આવે છે, 'સામાયિક ઠાવિ' એ એની પછી છે

તાત્પર્ય એ છે સામાયિક કરવાની રજા માંગવાની પણ પ્રથમ રજા માગવામાં આવે છે આ છે જૈનશાસનમાં પચ્ચક્ખાણની મર્યાદા ત્યારબાદ 'સામાયિક દંડક ઉચ્ચરાવિરાજી' એમ સામાયિકનો ઉમેદવાર બોલે ત્યારે ગુરૂ મહારાજ કરેમિ ભંતે સૂત્ર કહે છે ગુ મહારાજ એ પોતાની વતી શબ્દો બોલતા નથી પણ સામાએ બોલવાના શબ્દો બોલે છે કોર્ટમા વકિલો પોતાના ભાષણમા બોલે છે 'અમારી આમ ઈચ્છા છે, અમારા આ મુદ્દો છે, આ રીતે અમને નુકશાન છે' વગેરે ત્યા 'અમે' એટલે વકિલ નહિ પણ અસીલનો વકિલ વકિલ અસીલની વતી બોલે છે તે રીતે વકિલ જેમ અસીલની જવાબદારી જોખમદારીથી બોલે છે, તેમ પચ્ચક્ખાણ કરનારની તેની જવાબદારી-જોખમદારીથી ગુ મહારાજ પણ ઉચ્ચારણ માત્ર કરે છે જો તેમ ન હોય તો સામાયિક, પૌષધ કે દીક્ષામા કરેમિ શા માટે? કરેઇ ન બોલે? એ વાત ખરી કે એમ એ બોલી શકે ત્યારે કે પોતે પણ એ સ્થિતિમાં આવેલો હોય દીક્ષા તેજ આપી શકે કે જેણે દીક્ષા લીધી હોય સામાયિક તેજ ઉચ્ચરાવી શકે કે જે સામાયિકમા હોય એ વિનાનાને તેવો હક નથી આટલુ સમજ્યા પછી સામાયિક, પૌષધ વગેરેના પચ્ચક્ખાણ તથા નવકારશી, પોરશી, એકાશણુ, ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ, યાવત્ માસક્ષમણ વગેરેના પચ્ચક્ખાણ વચ્ચેનો ભેદ

સમજાશે પ્રથમનાં પચ્ચક્ખાણો મૂલગુણનાં છે જ્યારે, નવકારશી વિગેરે પચ્ચક્ખાણો ઉત્તરગુણના છે મૂલગુણના પચ્ચક્ખાણમાં करेमि, पच्चक्खामि, वोसिरामि બોલાય કેમકે પોતે તેમાં સામેલ છે પણ ઉપવાસાદિમાં તો પોતાને તપ ન પણ હોય માટે ત્યાં पच्चक्खाइ-वोसिरइ બોલાય

## મૂલગુણના તથા ઉત્તરગુણના પચ્ચક્ખાણ.

મૂલગુણના પચ્ચક્ખાણ તેજ કરાવી શકે કે જે તેમાં સામેલ હોય પચ્ચક્ખાણ લેનારે પ્રથમના અધિકારી પાસેથી જ પચ્ચક્ખાણ લેવાય ઉત્તરગુણના પચ્ચક્ખાણ પોતે લઇ શકે, સ્થૂલિભદ્ર જેવા ત્યાગી મહાત્માને પણ, તીવ્ર વૈરાગ્ય આવ્યો છતાં દીક્ષા લેવા પ્રભૂતિવિજયજી પાસે જવું પડે છે બાવીશ તીર્થંકરના સમયમાં પુંડરીકજી જેવા મહાત્માને પણ સ્થવિરો પાસે દીક્ષા લેવા જવું પડે છે પ્રસંગે આ વાત જણાવી દેવામાં આવી

## પ્રત્યાખ્યાન શબ્દમાં પ્રતિનું રહસ્ય

તત્વ એ છે કે प्रत्याख्यान શબ્દમાંના प्रति ઉપસર્ગની સાર્થકતા ત્યારે જ ગણાય કે જ્યારે કર્મને, ઈન્દ્રિઓના વિષયોને, વિકારોને, રસ, ગંધ સ્પર્શ, રૂપ, વર્ણને, મનના આવેશો-ક્રોધ, માન, માયા તથા લોભને, તથા અઢાર પાપસ્થાનકોને પ્રતિકૂલ સમજવામાં, ધારવામાં માનવામાં આવે પ્રતિકૂલતાની ધારણા પછી જ તેવી જાહેરાત યોગ્ય છે

## શાસ્રોનો સાર

આટલું સમજાશે તો અવ્રતોને આશ્રવો કેમ કહેવામાં આવ્યા તે લક્ષમાં આવશે ઇંદ્રિઓના વિષયો, મનના આવેશોને આશ્રવો કેમ કહ્યા તે સમજાશે 'છ માસ સુધી ગમાયણ સાંભળ્યું'

એમ બોલા કહે ત્યારે કોઈએ કહ્યું કે એમાં શું મહાના? 'એક હતા રામ, એક હતા રાવણ એણે સીતાનું હરણ કર્યું રામે પાછી મેળવીને રાવણનું નિકંદન કાઢ્યું " વાત તો આટલી જ છે! જેને એ ન ગમે તે તો ટૂંકમાં જ બોલે કે- ' આમાં શું મહીના ? કહેવાનું હતું શું ? એક હતો રામચંદ્ર, એક હતો રાવણિયો, એકે લીધી સીતા, એકે આણ્યો રામદો!" તાત્પર્ય કે આખા રામાયણનો સાર આટલો. આખું રામાયણ એ આટલી ટૂંકી વાતનો વિસ્તાર છે એજ રીતે કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ પણ શ્રી જિનેશ્વરના શાસનના તમામ શાસ્ત્રોનો સાર સંક્ષેપમાં કહે છે શાસ્ત્રો કેટલા તેનું પ્રમાણ સમજવા શાસ્ત્રકાર કહે છે કે ૧૬૩૮૩ હાથી ( એ હાથી અહિંના નહિ પણ મહાવિદેહ ક્ષેત્રના, ત્યાં મનુષ્યોની ૫ રસો ધનુષની કાયા છે, એ કાયાવાળાઓને લાયકના હાથી ) પ્રમાણ રુશનાઈથી લખાઈ શકાય એટલા શાસ્ત્રો છે

તર્કો કરવા હોય તેને માટે જેટલા કરે તેટલા ઓછા અક્ષર નાના કે મોટા, કેટલા મોટા આ બધા તર્કો થઈ શકે અને કે અક્ષરનું ભાન ન હોય તે મનુષ્ય શાસ્ત્રનો વિચાર શી રીતે કરી શકે? બોર્ડમાં લખ્યું હોય કે "જોડા પહેરી ઉપર ચડવું નહિ' એ વાંચી કોઈ મનુષ્ય હાથમાં જોડા પકડી ઉપર ચડે અને પછી પગમાં પહેરી ઉતરે, અને પૂછે તો 'ઉપર ચડવાનો નિષેધ છે, ઉતરવાનો નિષેધ ક્યાં છે?' એમ કહે તો એ માણસને કેવો ગણવો? ભલા આદમી! ચડવામાં ઉતરવાનો નિષેધ આવી જ જાય છે ચડવા-ઉતરવાનું તત્ત્વ નથી, તત્ત્વ 'જોડા ન જોઈએ' એ છે, એ મનુષ્ય બીજાને કહી જાય કે "અહિં ચાખડા, પાવડા આવવા દઈશ નહિ' પછી તે બહાર જાય, ઘરમાં કૂતરા-બિલાડાં આવે તેને પેલો રોકે નહિ,-અને

જ્યારે સૂચક તરફથી પૂછાય ત્યારે 'ચકલા—પારેવા ન આવવા દેવાનુ કહ્યુ હતુ, કૂતરા–બીલાડી માટે ક્યાં કહ્યુ હતુ?' એમ કહે એને કેવો ગણવો? 'સામુ ન બોલવુ' એ શીખામણનો ઉપયોગ પેલા છોકરાએ કેવો કર્યો હતો? ઓરડામા પૂરાઈ અદરથી સાકળ ચડાવી, વડિલોએ ઘણુ ઠોકયુ પણ ખોલે કોણ? આખરે કમાડ ઉખેડવા પડયા પેલો ખડખડાટ હસ્યો નિર્લજ્જને લજ્જા હોય? ઉલટ્ટ કહ્યુ કે "તમે કહ્યુ હતુ ને કે સામે ન બોલવું, તે શી રીતે બોલુ?" તાત્પર્ય કે ન સમજવુ હોય તેને માટે ઉપાય નથી સીધી વાત છે કે તાડપત્ર પર જે નિયમે જે અક્ષરો લખાતા હોય તે મુજબનુ પ્રમાણુ સમજવાનુ હોય

કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચદ્રસૂરીશ્વરજી મહારાજા તમામ શાસ્ત્રોના સારને જણાવતાં કહે છે

"आश्रव सर्वथा हेय, उपादेयश्च संवर"

'આશ્રવ સર્વથા વર્જ્ય જ છે, સવર સર્વથા ઉપાદેય જ છે' આ જ સાર તમામ શાસ્ત્રોનો છે શાસ્ત્રો રૂપ મહા સાગરોનો સાર આ! ચૌદ પૂર્વ—બાર અગ જે કહો તેને આટલી મૂઠીમાં સમાવ્યા!

ત્યારે શુ શાસ્ત્રો બના વ્યર્થ? ના! આ બે મુદ્દાનો જ એ તમામ વિસ્તાર છે તમે 'મારી ખાતાવહી' એમ બોલો છો ખાતાવહી માત્ર તમારી પણુ ખાતા કેટલા? પાનાં કેટલા?

ફરીને સમજી લ્યો કે પાચ ઈન્દ્રિઓના વિકારો, મનના આવેશો, ઔદયિક અઢાર પ્રકૃતિઓ (૧૮ પાપસ્થાનકો) પાચ અવતો આ બધાને પ્રતિકૂળ માને, એને તોડવા જોઈએ, ખસેડવા

કોઈ એવો નિર્ધાર કરે તે જ આત્મા ખરેખર પચ્ચક્ખાણને લાયક છે વફાદારી સમજે એ વફાદારીના સોગંદ લઈ શકે. વફાદારીનું સ્વરૂપ જ ન સમજે તે સોગંદ લે શી રીતે? કોની વફાદારીના સોગંદ લેવા એ તો જાણવું જોઈએ જ ને! વફાદારીના સોગંદ લેનારે, એ સોગંદ લેતા પહેલા શત્રુ કોણ? મિત્ર કોણ? માલિક કોણ? વફાદાર કોને રહેવાનું? શી રીતે રહેવાનું? આ બધું જાણવું પડશે એજ રીતે ઇંદ્રિઓના વિકારો વગેરેને પ્રતિકૂલ સમજવા, એને ખસેડવા લાયક માનવા, એને વર્જ્ય જ ગણવા એનુ નામ સમ્યક્ત્વ, અને પછી તદનુસાર વર્તના નિયમ કર્યો તેનુ નામ પ્રત્યાખ્યાન

**પાંચમી કતારથી સાવચેત!**

આટલું સ્વરૂપ જાણ્યા પછી સાવચેતીની ખાસ આવશ્યકતા છે પાંચમી કતાર, દુશ્મનની પાંચમી કતાર કયા ન ઘૂસે? બધેજ ઘૂસે જ્યાં-ત્યાં ઘૂસવુ એજ પાંચમી કતારનુ કામ અહિં પણ કર્મરાજાની, મોહ રૂપ પાંચમી કતાર કયા ન ઘૂસે? અરે! એ વીતરાગનો પણ પલ્લો પકડે છે અગીઆરમે ગુણસ્થાનકે ઉપશાંત મોહમય દશામાં પણ પાંચમી કતાર રાકે છે તમ પૂછશો કે 'ત્યા નથી રાજ્ય પાટ, નથી સ્ત્રી છોકરાં, નથી હાટ હવેલી, નથી કશું લેવું દેવું છતા આવું પતન?' એક વાત યાદ રાખજો કે ચડવામા ખરુ જોર જોઈએ પણ પડવામા તો પવનનો ઝપાટો માત્ર બસ છે ત્યા ધક્કોજ જોઈએ એવો નિયમ નથી અગીઆરમા ગુણસ્થાનકે પહોંચેલા આત્માને હાટ હવેલી વગેરે નથી એ વાત ખરી પણ ત્યા 'આ મુહપત્તિ સારી છે' એટલો જ મોહ ધક્કો મારે જે મુહપત્તિધર્મોપકરણ રૂપ છે તેને અધિકરણ રૂપ માની આટલોજ વિપર્યાસ ભાવ ત્યાંથી એટલે કે અગીઆરમા ગુણસ્થાનકેથી પાડે છે

શાસ્ત્રકાર કહે છે ચૌદ પૂર્વના પારગામી, ચાર જ્ઞાની એટલા (માત્ર છેલ્લુ કેવલ જ્ઞાન જ જેને બાકી છે), ઉપશાંત ગુણસ્થાનકે ગયેલા, આહારક લબ્ધિના ધારક આવા જીવોને પણ કર્મ રાજાની મોહરૂપ પાચમી કતાર પડે છે, ગબડાવે છે એટલુ જ નહિ ત્યાથી સીધા નરકમા ને નિગોદમાં પણ લઈ જાય છે

શાસ્ત્રકારે આ પ્રત્યાખ્યાનના પચ્ચકખાણના બે પ્રકાર કહ્યા છે દ્રવ્યપચ્ચકખાણ અને ભાવપચ્ચકખાણ ભગવાન્ હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજા સમજાવે છે કે જેમા પાચમી કતાર ભળી હોય તેવા પચ્ચકખાણનુ નામ દ્રવ્ય પચ્ચકખાણ તથા જેમા પાચમી કતાર ન લાગી હોય તેવા પચ્ચકખાણનું નામ ભાવ પચ્ચકખાણ.

હવે દ્રવ્ય પચ્ચકખાણ કોને કહેવાય, ત્યા પાંચમી કતારનો સબધ શી રીતે માનવો, ભાવ પચ્ચકખાણ કોને કહેવાય વગેરે અધિકાર અગ્રે વર્તમાન

ડહાપણ—હવે શુ કરવુ ? તે જાણે છે.
હોશીયારી—શી રીતે કરવુ ? તે જાણે છે.
માત્ર
સદ્ગુણ જ—શુ ન કરવુ ? તે જાણે છે.



## વ્યાખ્યાન ૩ જું

द्रव्यतो भावतश्चेव प्रत्याख्यान द्विधा मत ।
अपेक्षादिकृतह्याद्य-मतान्यच्च रम मत ॥

हा दि अ.

### માત્ર જૈન દર્શનજ આત્માને સ્વતંત્ર જણાવે છે.

### જેના વેપારમા સરવૈયે કાયમ ૦ શૂન્ય તે વેપારી કેવો?

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, ભવ્ય જીવોને ધર્મોપદેશ આપતા ફરમાવે છે કે ચતુર્ગતિ રૂપ સંસારમા આ જીવ અનાદિકાલથી રખડી રહ્યો છે પહેલાના ઈતિહાસમાં ભટકતી જાતનું વર્ણન આવે છે તથા વર્તમાનમા પણ લુવારીયા વગેરે જાતની સ્થિતિ જરે જોવામા આવે છે એ જાતને નહિ ઘરબાર, નહિ ગામ, કોઈ નહિ, ચાર મહિના અહિ રહે, આઠ મહિના બીજે રહે આ જીવ વળી એનાથી જૂદી જ રખડતી જાતનો છે ફરક કયો? પેલી જાતવાળાઓ જ્યા જ્યા જાય ત્યા ત્યાથી, પોતે કમાયેલી હોય તે માલ-મીલકત, સાધન-સામગ્રી સાથે લઈ જઈ શકે છે માટે

ના એ જાત **ટોપલે ઘરવાળી** જાત તરીકે ઓળખાય છે જ્યારે જનું હોય ત્યારે-વિષમ વેળાએ નાશી જવાનો વખત આવે ત્યારે, લૂટફાટ ચાલે ત્યારે સારભૂત પદાર્થો ટોપલામા નાખીને ચાલી નીકળે સોનું, રૂપુ, હીરા, મોતીની કિંમત વધારે આથી જ મનુષ્ય થોડા ભાગમા વધારે ધન રાખી, ગમે ત્યા લઈ જઈ શકે એજ એનું ડહાપણ છે આ જીવ તો એવી રખડતી જાતનો કે કશુ સાથે લઈ જઈ શકતો નથી એને તો અનાદિકાલથી મેળવ્યુ અને મેલ્યુ-મેળવ્યુ અને મેલ્યુ એજ ધધો કર્યો છે

આસ્તિક નાસ્તિક બન્ને અહિ એકમત છે પરભવ છે કે નહિ, પુણ્ય-પાપ છે કે નહિ, સ્વર્ગ-નરક છે કે નહિ, મોક્ષ છે કે નહિ એ તમામમા આસ્તિક નાસ્તિકને મતભેદ છે પરન્તુ "મેળવ્યુ તે મેલવાનું' એ બાબતમાં બન્ને એકમત છે આખા જન્મારાની જહેમતે મેળવ્યુ તે મેલવાનુ જ આ બાબતમાં મતભેદ નથી આંતર દૃષ્ટિ એ શરીર, ઇન્દ્રિયો, વિષયો વગેરે તથા બાહ્ય-દૃષ્ટિએ કંચન, કાયા, કામિની તથા કુટુંબ તે મેળવ્યુ, મેળવ્યુ અને મેલ્યુ અનાદિકાલથી આ જીવે એજ કર્યું છે દરેક જન્મે જન્મ લીધો, મહેનત કરી કરી મેળવ્યુ અને મેલીને ચાલ્યા સટકતી જાત તો સાથે લઈ જઈ શકે છે પણ આ રખડતી જાતના જીવ માટે કાંઈ સાથે લઈ જવાનો હુકમ નથી સરવૈયે શૂન્ય આવે એવો વેપાર કરે એ વેપારીને ગણવો કેવો? બાર માસના સરવૈયે શૂન્યવાળો વેપારી જો વેપારી ન ગણાય તો જીન્દગીઓના વેપારમા કાયમજ શૂન્ય હોય તો તે વેપાર તથા વેપારી કેવા ગણવા? **મેળવી મેળવીને મેલવાનો જ વેપાર અનાદિથી કર્યો છે.**

વેપાર તો કાયમ ચાલુજ છે ને? કોઈ ભવમા જીવ પ્રયત્ન વગરનો તો નથીજને? પ્રયત્ન સારો કે નરસો પણ પ્રયત્ન વિના

જીવ ટકી રહ્યો છે ખરો ? શાસ્ત્રકાર કહે છે કે જીવ ટકી પણ કોઈ પણ કાળે પ્રયત્ન વગરનો છે જ નહિ મોક્ષના પગથીએ એટલે કે ચૌદમે ગુણસ્થાનકે રહેલ જીવ માત્ર પ્રવૃત્તિ વગરનો છે જીવન માટે પ્રયત્ન વિનાનુ એજ એ સ્થલ છે આ વાત સ સારી ચોની છે મોક્ષમાં તો આત્મા આત્મ-સ્વરૂપે છે, કાયમની નિવૃત્તિ છે, સ્વરૂપ-રમણતા વિના કાઈ નથી અનાદિથી અત્યારસુધી સર્વ કાલે આ જીવ પ્રયત્નશીલ જ છે આ જીવે મહેનત નથી કરી, પ્રયત્ન નથી કર્યો એ કહેવાનો વખત જ નથી મહેનત તો દરેક ક્ષણે ચાલુ જ રાખી છે એણે ભવે ભવે મેળવ્યુ છે અને મેલ્યુ છે ચાલી નીકળ્યો વળી બીજા ભવે મળવ્યુ અને મેલ્યુ, આજ ધ ધો કર્યો છે મેળ વામાથી સાથે લઈ જવાનો અધિકારજ નહિ

જતી વખતે શરીર પહાડ જેવું ભલે હોય પણ તેમાથી પૈસાભાર પણ લઈ જઈ શકાય નહિ, અબજો સોનૈયામાથી એક દમડી સાથે ખાધી શકાય નહિ, જાદવોની સ ખ્યાની જેમ કરોડો કુટુ બીઓ હોય એકેય સ ગાથી નહિ દરેક ભવે મેળવવુ મેલવુ, અને ખાલી હાથે નીકળવ આ જ અનાદિથી ચાલુ કાર્યક્રમ છે દુનિયામા નિયમ છે કે શીખવા માટે, આદત પાડવા માટે ભલે નફો ન હોય, જરા નુકશાન હોય તો પણ વેપાર શરૂ કરાય છે પરન્તુ આ જીવનો તો કાયમનો એક સરખો જ વેપાર કે મેળવવું મેલવું અને ખાસડા ખાઈને છેવટે નીકળવું ! પેલા વેપારમાં તો આરભમાં નુકશાન હોય તે વેઠવાનો ઉદ્દેશ વેપારમા તો પરિણામ કાયમ ખાસડા ખાઈને, ખાલી હાથે ચાલી નીકળવાનુ પ્રત્યક્ષ અનાદિથી છે વેપારમા લાભ ન હોય અને તોટો થાય તો દુનિઆદારીમા પણ દુનિઆ, મૂર્ખા કહે છે, ખાસડાં મારે છે તો કાયમ ખાલી હાથે નીકળવાનો વેપાર એ ખાસડા વાળોજ ગણાયને !

તો એ જાત ટોપલે ઘગવાળી જાત તરીકે ઓળખાય છે જ્યાં જવુ હોય ત્યારે-વિષમ વેળાએ નાશી જવાનો વખત આવે ત્યાં લુટફાટ ચાલે ત્યારે સારભૂત પદાર્થો ટોપલામા નાખીને ચા નીકળે સોનું, રૂપુ, હીરા, મોતીની કિંમત વધારે આથી મનુષ્ય થોડા ભારમા વધારે ધન ગખી, ગમે ત્યા લઈ જઈ શ એજ એનું કારણ છે આ જીવ તો એવી રખડતી જાતનો કશુ સાથે લઇ જઈ શકતો નથી એને તો અનાદિકાળથી મેળ અને મેલ્યુ-મેળવ્યુ અને મેલ્યુ એજ ધધો કર્યો છે

આસ્તિક નાસ્તિક બન્ને અહિ એકમત છે પરભવ છે કે નહિ, પુણ્ય-પાપ છે કે નહિ, સ્વર્ગ-નરક છે કે નહિ, મોક્ષ છે કે નહિ એ તમામમા આસ્તિક નાસ્તિકને મતભેદ છે પરન્તુ "મેળવ્યુ તે મેલવાનું' એ બાબતમા બન્ને એકમત છે આખા જન્માગની જહેમતે મેળવ્યુ તે મેલવાનુ જ આ બાબતમાં મતભેદ નથી આતર દૃષ્ટિ એ શરીર, ઇંદ્રિયો, વિષયો વગેરે તથા બાહ્ય દૃષ્ટિએ કચન, કાયા, કામિની તથા કુટુબ તે મેળવ્યુ, મેળવ્યુ અને મેલ્યુ અનાદિકાળથી આ જીવે એજ કર્યું છે દરેક જન્મે જન્મ લીધો, મહેનત કરી કરી મેળવ્યુ અને મેલીને ચાલ્યા સટકતી જાત તો સાથે લઈ જઈ શકે છે પણ આ રખડતી જાતના જીવ માટે કાંઈ સાથે લઈ જવાનો હુકમ નથી સરવૈયે શૂન્ય આવે એવો વેપાર કરે એ વેપારીને ગણ્યો કેવો? બાર માસના સરવૈયે શૂન્યવાળો વેપારી જો વેપારી ન ગણાય તો જીદગીઓના વેપારમાં કાયમજ શૂન્ય હોય તો તે વેપાર તથા વેપારી કેવા ગણવા? મેળવી મેળવીને મેલવાનો જ વેપાર અનાદિથી કર્યો છે.

વેપાર તો કાયમ ચાલુજ છે ને? કાંઈ ભવમાં જીવ પ્રયત્ન વગરનો તો નથીજને? પ્રયત્ન સારો કે નરસો પણ પ્રયત્ન વિના

જીવ કદી રહ્યો છે ખરો? શાસ્ત્રકાર કહે છે કે જીવ કદી પણ કોઈ પણ કાલે પ્રયત્ન વગરનો છે જ નહિ માત્ર પન્નાએ એટલે કે ચૌદમે ગુણસ્થાનકે રહેલ જીવ માત્ર પ્રવૃત્તિ વગરનો છે જીવન માટે પ્રયત્ન વિનાનું એ જ એ સ્થલ છે આ વાત સંસારી યોની છે મોક્ષમાં તો આત્મા આત્મ-સ્વરૂપે છે, કાયમની નિવૃત્તિ છે, સ્વરૂપ-રમણતા વિના કાંઈ નથી અનાદિથી અત્યારસુધી સર્વ કાલે આ જીવ પ્રયત્નશીલ જ છે આ જીવે મહેનત નથી કરી, પ્રયત્ન નથી કર્યો એ કહેવાનો વખત જ નથી મહેનત તો દરેક ક્ષણે ચાલુ જ રાખી છે એણે ભવે ભવે મેળવ્યું છે અને મેલ્યુ છે ચાલી નીકળ્યો વળી બીજા ભવે મેળવ્યું અને મેલ્યુ, આજ ધંધો કર્યો છે મેળવ્યામાંથી સાથે લઈ જવાનો અધિકારજ નહિ

જતી વખતે શરીર પહાડ જેવું ભલે હોય પણ તેમાંથી પૈસાભાર પણ લઈ જઈ શકાય નહિ, અબજો સોનૈયામાંથી એક દમડી આડે બાંધી શકાય નહિ, જાદવોની સંખ્યાની જેમ કરોડો કુટુંબીઓ હોય એકેય સંગાથી નહિ દરેક ભવે મેળવવું મેલવું, અને ખાલી હાથે નીકળવું આ જ અનાદિથી ચાલુ કાર્યક્રમ છે દુનિયામાં નિયમ છે કે શીખવા માટે, આદત પાડવા માટે ભલે નફો ન હોય, જરા નુકશાન હોય તો પણ વેપાર થઈ શકાય છે પરન્તુ આ જીવનો તો કાયમનો એક સરખો જ વેપાર કે મળવું મેળવું અને ખાસડાં ખાઈને છેવટે નીકળવું ! પેલા વેપારમાં તો પ્રારંભમાં નુકશાન હોય તે વેઠવાનો ઉદ્દેશ વેપારમાં તો પરિણામ કાયમ ખાસડાં ખાઈને, ખાલી હાથે ચાલી નીકળવાનું પ્રત્યક્ષ અનાદિથી છે વેપારમાં લાભ ન હોય અને તોટો થાય તો દુનિયાદારીમાં પણ દુનિયા, મૂર્ખો કહે છે, ખાસડાં મારે છે તો કાયમ ખાલી હાથે નીકળવાનો વેપાર એ [illegible] ?!

### જમનામાં જગલો, માર ખાનામાં ભગલો !

આ જીવે ધન મેળવવામાં અનાદિકાળથી શું શું નથી કર્યું ? આજે ય શું શું નથી કરતો ? ધન, વિષયો વગેરે વગેરે મેળવવા આ જીવ નથી ગણતો પુણ્ય, નથી ગણતો પાપ, નથી ગણતો નીતિ, નથી ગણતો અનીતિ, નથી ગણતો દેવ ગુરૂ ધર્મ, નથી જોતો દિવસ કે રાત અને એ રીતે ધન મળવે છે તે આખરે મેલીને જ જવું પડે છે તે ભોગવે કોણ ? પાછળના ને ! ભાઈ-ભત્રીજા, જે હોય તે, ધન લઈ જાય પાછળના અને ધન મેળવવા કરેલું પાપ, તેનું ફળ કોણ ભોગવે ? એ માટે તો ભાઈ સાહેબ જ જવાબદાર ને ! પ્રત્યક્ષ દાખલો વિચારો કે શાક ખાય આખું કુટુંબ, પણ શાક સમારતાં ચપ્પુ વાગે તો લોહી કોને નીકળે ? એક મનુષ્ય ચોરી કરીને લાવે ત્યારે તે ચોરીના મુદ્દામાલ-લૂંટના માલમાં, અવિભક્ત કુટુંબ હોવાના દાવાએ, વારસાના હકે ભાગીદાર સૌ કોઈ અને ચોરી કરતાં બંદા પકડાય તો સજા ભોગવે કોણ ? એકલો ! ચોરી-લૂંટ વગેરે પ્રસંગે કોઈ ખૂન કરે, માલમાં ભાગીદાર થવા બધા આવે પણ પકડાવાથી સજા થાય તો ફાંસીમાં કોઈનો ભાગ ખરો ? શાકને અંગે, ચોરી કે ખૂનને અંગે જેઓ તેના પરિણામમાં આ ભવમાં ભાગીદાર થતા નથી, થઈ શકતા નથી તેઓ પાપના પરિણામમાં અન્ય ભવે ભાગીદાર થઈ શકે શી રીતે ?

પાપનું ફળ ભોગવવા, દુર્ગતિના દુઃખો વેઠવા, તેમાં ભાગ લેવા કોઈ સાથે આવતો નથી આ ભવમાં જે મુશ્કેલી છે, જે શારીરિક સંકટ છે, માથું દુઃખે, જ્વર આવે, અગર જે કોઈ માનસિક, શારીરિક યાતના થાય તે છે તો પૂર્વ ભવના પાપનું ફળ છતાં તે ભવના સંબંધીમાં કોઈ ભાગ લેવા આવ્યું ? આ ભવની યાતનામાં કોઈ ભાગ લે છે ? લઈ શકે છે ? એ શક્ય જ

નથી ત્યારે કહો કે બીજાઓ તો સહુ કહેવરાવે સુખ દુ ખના ભાગીદાર ! પણ એ માત્ર વાતોના તડાકા, બાકી તો કેવળ ખાના-રાજ છે, જમવામા જગલો અને માર ખાવામા ભગલો !

## કર્મ એ સહીયારી ચીજ નથી

દરેક જન્મમા મેળવ્યુ અને મેલ્યુ પણ લઈ જવાયુ નહિ એકે-એક ભવનો પ્રયત્ન નિષ્ફળ જ ગયો ને ! વિદ્યાર્થી મહેનત કરે, ખૂબ વાચે અને નાપાસ થાય છે ! ફરી મહેનત કરે, બીજી વાર પણ નાપાસ થાય, ત્રીજી વાર પણ નાપાસ થાય, ત્યારે એ વિદ્યાર્થીને કેવો આઘાત થાય છે ! ત્યારે જન્મો-જન્મના પ્રયત્નો નિષ્ફલ જાય તેની દશા કઈ ? પેલો વિદ્યાર્થી લૉન લઈને ભણ્યો હોય ભલે એ લાનનો ભાર ઉતારાય ન ઉતરાય, કે ઈ નાણા પાછા માગે યા ન માગે, ન અપાય તોય ચાલે ! એ વાત જૂદી, પણ થાય તો એને માથે ભાર, ઉપકારનો બોજો તો ખરો ને ! પાસ થાય સો સો સમજ્યા, પણ ઉપકારના ભાર છતાં નાપાસ અને તે પણ લાગટ ત્રણ ત્રણ વર્ષ નાપાસ થાય તો એને આઘાત જેવો તેવો થાય ! ત્યારે આ જીવે ભવોભવ શુ કર્યું છે ? મેળવ્યુ અને મેલ્યુ મેળવવા કેઃ કેઇ પ્રયત્નો કર્યાં છતા કાયમ મેલવુ જ પડયુ તો કહો ! કાયમ પ્રયત્નો નિષ્ફલ જ કર્યાને ! કાયમ નાપાસ ! મેળવી મેળવી બીજા માટ મેલ્યુ અને પે તે સાથે શુ લીધુ ? પાપના પોટલા !

દુનિયામા ઘણુ સહીયારૂ છે પણ યાદ રાખો કે કર્મ એ સહીયારી ચીજ નથી ઘર, માલ, મીલકત સહીયારા ખરા, અરે ! જરા આગળ ચાલો તો શરીર પણ સહીયારૂ છે, પણ કર્મ સહીયારૂ નથી, જેમકે —વનસ્પતિ કાયમા સાધારણ વનસ્પતિ કાય કે જેને અનતકાય કહેવામા આવે છે, ત્યા શરીરો સહીયારા

છે એક શરીરમાં ત્યાં અનંતા જીવો અને એક જીવ અનંત શરીરમાં, એમ ત્યાં સંભવાય છે એથી એનું નામ જ અનંતકાય છે પ્રત્યેક વનસ્પતિકાયમાં એક શરીરમાં એક જીવ, પણ અનંતકાયમાં એક શરીરમાં અનંતા જીવો છે ત્યાં જીવોનાં પરસ્પરનાં શરીરો સંમિલિત છે અનંતકાય કહો કે કંદમૂળ કહો એકજ એક સોયના અગ્રભાગ ઉપર આવે એટલા ભાગમાં અનંતા જીવ કહ્યા છે તાત્પર્ય કે શરીરની ભાગીદારી હજી બને પણ કર્મ–કર્મના ફલમાં સંભવતું નથી. ત્યાંય શરીરમાં ભલે ભાગીદારી હોય પણ સુખ–દુઃખના ભોગવટામાં ભાગીદારી નથી. અનંતા જીવોને વેદનાનો ભોગવટો તો સ્વતંત્ર જ છે કર્મો કરવામાં તથા ભોગવવામાં જીવ સ્વતંત્ર છે તેમાં ન તો બીજામાં પોતે ભાગીદાર થઈ શકે અને ન તો પોતામાં કોઈ બીજો ભાગીદાર થઈ શકે આ ભવમાં જે ભોગવવું પડે છે તે પ્રથમના ભવોના પ્રયત્નોનું પરિણામ છે, આ ભવમાં જે પ્રયત્નો થાય તેનું પરિણામ ભાવિમાં ભોગવવાનું નિયત છે

## વિચાર તો છ મહીના કર્યો હતો પણ તે કેવો ?

અનાદિકાળથી આ જીવ રખડે છે, જન્મ તથા કર્મની પરંપરાથી આ પરંપરા તૂટે ક્યારે? કર્મ તોડાય તો જન્મ અટકે કર્મ તોડવામાં જીવ સ્વતંત્ર છે કે નહિ? એ મુદ્દો પ્રથમ જરૂરનો છે જો કર્મ તોડવામાં જીવ સ્વતંત્ર ન હોય તો તેને અંગે વિચાર કરવો જ વ્યર્થ છે એના ઉપર એક રમુજી દુન્યવી દૃષ્ટાંત છે

એક શેઠ રોજ સવારે ઓટલે દાતણ કરવા બેસતો હતો. દાતણ કરી રહ્યા પછી, રોટલી વગેરે ખાવાનું ગાય શ્વાન વગેરેને તે આપતો હતો હવે જનાવરને એવી ટેવ કે જ્યાં ખાવા મળે ત્યાં તે વખતસર આવીને હાજર થઈ જાય આથી એક ગાય

હતી હતી રોજ સમયસર આવે, અને શેઠને દાતણુ પુરૂ કરવા વાર હોય એટલે તે સામે બેસે એ ગાયના શીગડાંનો આકાર વિચિત્ર હતો બેય શીગડાં વાંકા એવી રીતે વળેલા હતા કે બેયની અણીઓ સામસામે અડેલી હતી અને તેથી તેનો આકાર બારી કે દ્વાર જેવો દેખાતો હતો. શેઠ રોજ એ દેખાવ જોતા અને એમને એમાંથી આરપાર નીકળવાનો વિચાર થતો વિચાર કરે ખરા ! પણ નિર્ણય થાય નહિ અને દાતણુ પુરૂ થાય, ગાય ખાઇને ચાલી જાય છ માસ આ રીતે વિચાર કર્યો પણુ એક દિવસ (છ માસ પછી) શેઠ કર્યું સાહસ અને એમાં (એ શીગડાના ગોળાકારમાં) પેઠા, ગાય ભડકી, શેઠ અદ્ધર ફેંકાયા, શેરીવાળા ભેગા થયા અને શેઠને મુક્ત કરી, ઠપાવલ્ભ આપવા લાગ્યા, "શેઠ ! જરા વિચાર તો કરવો હતો ! આ તે થાય !' શેઠે કહ્યુ 'અરે ! વિચાર તો છ છ મહિના સુધી કર્યો પછી અમલ કર્યો છે, કાંઈ વિના વિચારે આ નથી કર્યું !" કહેવાનુ તાત્પર્ય કે જે વસ્તુ શક્ય જ ન હોય તેનો વિચાર કરવો એનો કાંઈ જ અર્થ નથી

## कर्त्तुं, अकर्त्तुं, अन्यथाकर्त्तुं નુ રહસ્ય

कर्त्तुं अकर्त्तुं अन्यथाकर्त्तुं એટલે કરવામા, ન કરવામા એટલે રોકવામા તથા પલટાવવામા આત્મા સ્વતત્ર છે કે નહિ ? એજ વાત મુદ્દાની વિચારણીય છે જો આ ત્રણમા જીવ સમર્થ ન હોય તો તત્સબધી વિચાર કરવો નકામો છે જૈન દર્શન તો ત્રણેયમા જીવને સ્વતત્ર માને છે જૈન જૈનેતર દર્શનનો ફરક જ અહિં છે ઇતરમાં તો જીવને ગુલામ જ માન્યો છે સત્તા ઇશ્વરને સોંપી છે, યાને સત્તાધારી ઇશ્વરને જ જણાવેલ છે ગુલામની ઇચ્છા શા કામ આવે ? શેઠની ઇચ્છા એ જ ગુલામે કરવાનુ, ઇતરોમા જીવની આ દશા માનવામા આવી છે ગુલામ

ગુલામ

પોતાનો વિચાર કરી શકતો નથી ગુલામ કાંઈ વિચારણા કરે તોયે તે નકામી ઇતરમાં તો એકજ વાત કે ઈશ્વર જ પ્રેરક છે ઇતરમાં તો જીવની દશા ઢોર જેવી છે કયા ખીલે બાંધવું, કયાં રાખવું, મકાન બદલવું કે નહિ એ તમામ ઢોર માટે માલિકની સત્તામાં છે ઇતરમાં જીવની આ દશા છે ઇશ્વર કરાવે તેમ જીવ કરે આવી માન્યતા છે

પ્રશ્ન—બધા જૈનેતર દર્શનો આ રીતે માને છે ?

સમાધાન—લગભગ બધા જૈનને મળતા (બૌદ્ધમતાદિને બાદ કરતાં,) નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય તમામ એમ જ માને છે.

પ્રશ્ન વેદાંત પણ એમ માને છે

સમાધાન—વેદાંત તો બધું જ શૂન્ય માને છે એ તો બધું માયા જ માને છે સુખ દુખ બધાને એ તો માયા જ માને છે એ તો બધી ચીજને મિથ્યા-ખોટી જ માને છે

તેઓ કહે છે ब्रह्म सत्यं जगन्मिथ्या ! એમને કોઈ પૂછે કે માયા સત કે અસત તો ત્યાં તેમને अनिर्वचनीय કહીને છૂટી જવું પડે છે માયાને એ સત કહે તો દ્વૈતવાદ સ્થપાય. અસત્ કહે તો જગત્ કયાંથી ? એ પ્રશ્ન ઊભો થાય છે

એકેશ્વરવાદ તથા અનેકેશ્વરવાદ

અન્યમાં તો એકજ માન્યતા છે કે જીવ ઇશ્વરને આધીન છે જીવને સ્વર્ગે મોકલવા કે નરકે ? તેમને કેવી પ્રેરણા કરવી ? એ તમામ ઇશ્વરને આધીન છે એ તેઓ તેમ ન માને તો અનેકેશ્વરવાદમાં એમને વાંધો આવે જૈન દર્શન અનેકેશ્વરવાદમાં માને છે ઇતરો એકેશ્વરવાદી છે પ્રસંગે પહેલાં કહેલું ફરી કહું

છું, બરાબર સમજી લ્યો. જૈનેતરો ઈશ્વરને જે રૂપે માને છે તેના શબ્દમાં માત્ર એકજ અક્ષરનો ફરક છે ઈતરો ઈશ્વરને બનાવનાર તરીકે માને છે જ્યારે જૈનો ઈશ્વરને બતાવનાર તરીકે માને છે ઈશ્વર પુણ્ય પાપના, સ્વર્ગ, નરક મુક્તિના માર્ગને બતાવનાર જરૂર છે ઇતરો તો ઈશ્વરને બનાવનાર માને છે બનાવનાર માને માટે તેઓ એકેશ્વરવાદી. અનેકેશ્વરવાદ માનવામાં જૈનોને કાંઈ વાંધો આવે તેમ નથી કેમકે બતાવનાર અનેક હોઈ શકે છે એક વખત બતાવનારનો પ્રભાવ સદા નમે એ તો બને જ નહિ

જૈનો ઉત્ક્રાંતિકાળને તેમજ અવનતિકાલને ઘણો લાંબો માને છે દરેક કાળને ઘણો લાંબો માને છે ઉત્ક્રાંતિનો કાલ પણ લાંબો, અવનતિનો કાળ પણ લાંબો, મધ્યમાં સામાન્ય ઉત્ક્રાન્તિ અપક્રાંતિ થાય એ વાત જુદી, પણ એકંદર ઉત્ક્રાંતિ તે ઉત્ક્રાંતિ અને અપક્રાંતિ તે અપક્રાંતિ એ દરેક કાળ લાંબો છે જેમ ભરતી-ઓટનો નિયમ તપાસો. ભરતી તે ભરતી અને ઓટ તે ઓટ ભરતી દરમ્યાન પણ મોજું જેમ આવે તેમ પાછું પણ જાય તથા ઓટમાં પણ તેમજ થાય છતાંય ભરતીમાં એકંદર તો પાણીનો પ્રવાહ આગળ વધે અને ઓટમાં તો એકંદર પાણીનો પ્રવાહ પાછળ જ પડે તે રીતે મધ્યકાળમાં સામાન્યતઃ ન્યૂનાધિક ઉત્ક્રાંતિ-અપક્રાન્તિ દરેક કાલમાં થતી દેખાય, પણ એકંદર ઉત્ક્રાંતિકાલમાં ઉત્ક્રાન્તિજ થાય અને અપક્રાંતિકાળમાં અપક્રાન્તિ જ થાય રૂપ, રસ, ગંધ, વર્ણાદિ, શરીર, આયુષ્ય આદિની વૃદ્ધિનો કાળ તે ઉત્ક્રાંતિ કાલ તથા હાનિનો કાલ તે અપક્રાંતિ કાળ. એ કાળ ઘણો લાંબો છે અને તે બુદ્ધિગમ્ય પણ છે પાંચસે ધનુષ્યની કાયાથી ઘટતા ઘટતા આજે જુઓ કે આપણી કાયા આજે સાડા ત્રણ હાથની છે એવું થવાને કેટલો લાંબો વખત જોઈએ ! અવસર્પિણી તે અપક્રાંતિ કાળ, ઉત્સર્પિણી તે ઉત્ક્રાંતિ-

કાલ. અવસર્પિણીમા ઉતરતુ જાય, ઉત્સર્પિણીમા ચડતુ જાય આજે અવસર્પિણીમા જેમ આ સ્થિતિ તેમ બે હાથથી માડી ચડતા ચડતાં ઉત્સર્પિણીમાં પાચસે વનુષ્યની કાયા થવાને તેટલો લાબો વખત જોઈએ ને ! આજે આયુષ્ય સો સવાસો વર્ષનું છે ત્રણુ પલ્યોપમના આયુષ્યની મર્યાદાએ આ યા અને વીશ વર્ષથી માડી ત્રણુ પલ્યોપમના આયુષ્યની મર્યાદા સુધી જવામા લાબો વખત હોય એ સ્વાભાવિક જ છે એકદમ તો વધે અને ઘટે, વધી જાય ઘટી જાય એમ તો ન જ બને હવે આવા લાબા સમયમા, પહેલાંના સમયમા બતાવેલા માર્ગો કાયમ ન રહે, લોપ થાય એટલે બતાવનાર બીજા મહાપુરૂષો ઉ પન્ન થાય એકનુ બતાવેલુ કાયમ ન પહોચે માટે તો દરેક ઉત્ક્રાંતિ તથા અવનતિ કાલમાં અનેક મહાપુ-ષો પાકે છે **જૈન દર્શન અનેકેશ્વરવાદી છે. આનુ જ નામ ચોવીશી** ઉત્ક્રાન્તિકાલમા પણુ ચોવીશ તીર્થંકર થાય તથા અપક્રાન્તિ કાલમા પણ ચોવીશ તીર્થંકર થાય જૈન દર્શન આ રીતે અનેકેશ્વરવાદી છે ઇતરો એકેશ્વરવાદી છે ઇશ્વર કર્તવ્ય બતાવનાર જરૂર છે, વર્તવુ, ન વર્તવુ, કેમ ન વર્તવુ એ જીવને આધીન છે

## ગીતાની સ્થિતિ

**સભામાર્થી** ગીતામા તો કર્મયોગ છે ને ! ગીતામા તો કહે છે ને કે "તુ અનાસક્તિથી કર્મ કર." ફલનો આધાર ઈશ્વર ઉપર નાખ."

**સમાધાન**—ગીતાને અંગે પૂછાયુ માટે કહુ બાકી કોઈએ ખડનરૂપે માનવાનું નથી કૃષ્ણ કહે છે શુ ? અર્જુનને કહે છે આ બધાને મે તો મારેલા જ છે ને! પૂર્વે મારેલાજ પડયા છે. તુ તો માત્ર નિમિત્ત છે, તુ શુ જોઈ રહ્યો છે ?' વાત એમ છે

કે, વચનના કારણે કે સ્થિતિ સંયોગવશાત્ પોતાથી હશીયાર રહેવાય તેમ નથી અને યુદ્ધ તો કરવું છે એટલે એ બીજાને ઉશ્કેરે છે"

અર્જુન શું કહે છે? "હે કૃષ્ણ! આ યુદ્ધ રાજ્યને માટે અને રાજ્ય, ઋદ્ધિ, સમૃદ્ધિ શાને માટે? ભાઈઓ, સ્વજનો આદિને અંગે એ છે સ્વજનો, વડિલો વગેરે જ જ્યાં હણાય, તો તેમના હનન પછી એ રાજ્ય શું કરવાનું? અહિં આવેલા, માન મેળવવા એઓ પ્રાણની પણ પરવા વિના આવેલા છે એ કોણ? (પિતા ભાઈઓ જન! ઠીગ્વો કોણ?) એમને અને અન્ય વડિલોને હણીને મેળવાયલા રાજ્યથી સર્યું શું? હું કોઈને હણીશ નહિ હે મધુસૂદન! હું કોઈ પ્રત્યે બાણ છોડી શકું નહિ

બાણાવલી અર્જુને આટલી હદે કહ્યું ત્યારે કૃષ્ણ કયા સુધી કહે છે "હે અર્જુન! આવા વિષમ સમયે, કટોકટીની પળે, આવી દુર્બુદ્ધિ, આવું પાપ, આવી માયા તને કયાંથી વળગ્યા?" એક એવો નિયમ છે કે એક વાતની એક મનુષ્ય ના કહે ત્યારે તેજ વાત તેજ રૂપે કહેવાથી તે વાતનો આગ્રહ વધારે થાય એટલે એ વખતે બીજી-ત્રીજી વાતમાં તેને અચવવામાં આવે અને પછી એ ગુંચવણમાં પડીને 'શું કરું ત્યારે!' એમ કહે એટલે એ દૌર્બલ્યનો લાભ સામા લઈ શકે

કૃષ્ણે પણ એ રીતે એને ગુંચવ્યો અને જ્યારે અર્જુને અકળાઈને કહ્યું "હા! હા! કાંઈ સમજતું નથી, શું કરું? કરું શું!" ત્યારે કૃષ્ણ કહે છે "હે અર્જુન! હું કહું તેમ કર માયામાં મુંઝા નહિ" પછી આગળ વધીને ત્યાં સુધી કહે છે "આમને તો મેં પૂર્વે મારેલા જ છે તું નિમિત્ત છે અને આત્મા મરતો નથી

" वासांसि जीर्णानि-यथा विहाय " (श्री भगवद्गीता)

આ તો જૂના વસ્ત્ર કાઢી નવા પહેરવાની જેમ માત્ર દેહ બદલવાની વાત છે વિલબ ન કર, કર્મ કર "

જે ગ્રથમાં એક સ્થળે દયા વગેરેને દૈવી ઉપદેશ હોય ત્યા આવી આસુરી પ્રેરણા બીજી બાજુ એજ ગ્રથમા સમુચિત છે?

જીવ પાપ કરે છે શા માટે?

ગીતાની તો આ સ્થિતિ છે, પૂછવામા આવ્યુ માટે કહેવામાં આવ્યુ આપણો પ્રસગ એ નથી પ્રસગને અગે ફરી એજ વાત વિચારો કે અર્જુનની ઈચ્છા બાણુ ન છોડવાની હતી પણ કામ લાગી નહિ अक्षमम् ઈચ્છા પણ પરતત્ર જ ને! કૃષ્ણુની પ્રેરણાને આધીન થવુ પડયું કૃષ્ણે કહ્યું 'કર્મ કર' અર્જુનને કરવુ પડયુ જૈન દર્શનમાં કર્મ કરવામાં, ભોગવવામાં પલટાવવામા, પુણ્ય-પાપની કૃતિમા, પુણ્ય-પાપ કરવામાં રોકવામાં, વેદવામાં, પલટવામા, નિર્જરવામા આત્માને સ્વતત્ર માન્યો છે શુ કરવુ શુ રોકવુ, શુ નિર્જરવુ શુ મેળવવું તેમાં આત્મા સ્વતત્ર છે જો કર્મ રોકવામાં આત્મા સમર્થન હોય, कर्तुं, अकर्तुं, अन्यथाकर्तुं ની એની શક્તિ હોય, એમ કરવુ એ એના સામર્થ્યથી પર હોય તો વિષયક વિચારણા જ નકામી છે જૈનો કર્મ કરવા વગેરેમાં આત્માને સ્વતત્ર માને છે માટે જ વિષયક ચર્ચા વિચારણાને અવકાશ છે, સ્થાન છે, પ્રસગ છે હવે એ કર્મને લીધે જન્માદિ છે માટે કર્મ તોડવા એજ જૈન દર્શનનો મુદ્રા લેખ છે 'કર્મ કર' એટલે પાપ બધ બધાય, કર્મનો બધ થાય તેવા કર્મ કરવાની વાત આ દર્શનમાં નથી

અહિ પ્રશ્ન થાય કે 'જે આત્મા આ રીતિએ સ્વતત્ર છે

તો પછી તે પાપ કરે શા માટે? પુણ્ય જ ન કરે? નિર્જરા જ ન કરે? સ્વતંત્ર જ કહો છો તો વિપરીત આચરણ જીવનાં છે શા માટે?

હું વળી દૃષ્ટાંત વિચારવું ઠીક પડશે, “કોઈ જાણે છે કે આરોગ્ય જ ઇષ્ટ છે, તમામ મનુષ્યો આરોગ્યને જ ઇચ્છે છે અને કુપથ્યથી આરોગ્ય દૂર થાય, વ્યાધિ ઉત્પન્ન થાય, વ્યાધી વધે એ પણ જાણે છે છતાં કુપથ્ય કર્યા વિના રહ્યા કેટલા? કુપથ્યથી માંદા પડે છે, કાયમ અનુભવ છે છતાં કુપથ્ય ચાલુ કેમ છે?” કહો કે આદત પડી છે, તેજ રીતે આ જીવને અનાદિથી ઇન્દ્રિઓના વિકારને, મનના આવેશોને, ઔદયિક પ્રકૃતિઓને તાબે થવાની ટેવ લાગી છે હેરાન-પરેશાન થાય છે છતાં વલણ એજ તરફ રહે છે એ તરફ જીવ પોતે જ ધસ્યો જાય છે ઇન્દ્રિયો-મન-પ્રકૃતિઓ જીવને આધીન નથી, જીવ તેમને આધીન થયો છે ઇન્દ્રિઓ, તેના વિષયો, મનના આવેશો, ઔદયિક પ્રકૃતિ વશ થઈ શકે છે, જેમ જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે તેમ ભોગવવામાં, નિર્જરવામાં સ્વતંત્ર છે, એ ગુરુને આત્મા વગેરે અને આગળ વધે તો પોતે જરૂર સ્વતંત્ર છે તેમાં કોઈનો પાડ (ઉપકાર) નથી બતાવ્યો એટલો ઉપકાર જરૂર કેમકે એ તત્ત્વ, એ ઉપાયો બતાવાયા જ ન હોત તો પ્રયત્ન થાત, કરાત શી રીતે? માર્ગમાં ચાલતાં સૂર્યના અજવાળાથી ઝાંખરાથી બચ્યા. સૂર્ય તો આકાશમાં છે ઝાંખરાં જોવા આપે, તે જોવાથી ગતિ પલટી પગે અને તેથી ઝાંખરાથી બચાવ થયો, શરીરને ઇજા ન થઈ પણ કહેવાય શું કે સૂર્યના અજવાળાનો ઉપકાર! અજવાળું જ ન હોત, સવિતાનારાયણનો પ્રકાશ જ ન હોત તો ઝાંખરાં દેખાત નહિ, ગતિ બદલાત નહિ અને ઝાંખરાથી બચાત નહિ

## નિગોદને અંગે સામાન્ય વર્ણન (થયેલા પ્રશ્નને અંગે)

પ્રશ્ન નિગોદના જીવના છુટકારા માટે શું સમજવું ?

જિનકુન્ડમાર છૂટા કરે છે પણ જીવને સજા પૂર્ણ થયેથી છૂટી તો મલે જ છે ને!

**પ્રશ્ન** નિગોદમા મન તો નથી કર્મબંધ શી રીતે ?

**સમાધાન**–જૈન શાસનમા એવો નિયમ નથી કે એકલા મનથી જ કર્મ બંધાય મનથી, વચનથી, કાયાથી, ત્રણેયથી કર્મ બંધાય એ તેમ હોય તો સામાયિકના પચ્ચખ્ખાણમા મણેણ વાચાવ વાપણ ન હોય

આપણે ચાલ્યા જતા હોઇએ અને ખીસકોલી અચાનક પગમા આવી ગઇ, મરી ગઈ ખીસકોલીની જાત ઘણી ચપળ છે હવે ચાલનારના મનમાય એવું કાઈ નથી એવો પ્રયત્ન પણ નથી અને પગ તળે છુંદાયા પછી પણ કેવો છે ? તેના ઉપર પાણી રેડવામાં આવે છે, બચાવવા બધુ કરવામા આવે છે, એના મૃત્યુ માટે દીલમાં દુ ખ પણ થાય છે છતા કર્મ લાગે કે નહિ ? ઇરિયાવહી, આલોયણા, પ્રાયશ્ચિત ખગને !

નિગોદમાયે શરીર (કાય યોગ) તો છે ને ! ત્રણે યોગવાળામાએ વિચિત્રતા કયાં નથી ? કેટલાકને મન તીવ્ર હોય, કાયાની જડતા હોય, કેટલાકને મનમાં કાંઈ ન હોય, કાયા જબરી હોય, કેટલાક બોલવે બહાદુર હોય ત્રણ યોગમા વિલક્ષણતા, તરતમભાવ છે, તદનુસાર પરિણામ સમજી શકાય તેમ છે નિગોદના જીવા પણ કાય યોગથી બાંધે છે વધુ મોગલ, ઓછા બાંધે એના કર્મવાળા જીવો, ભલે થોડી મખ્યાએ પણ ઉંચા આવે છે

પ્રશ્ન- मन एव मनुष्याणां, कारणं बंध मोक्षयो

એ સૂત્રનુ રહસ્ય શુ ?

સમાધાન–ધ્યાનના પ્રસંગે મનને મુખ્ય કે દ્રે સ્થિર રાખવાના હેતુ પુરતું આ સુત્ર છે

નિગોદના જીવને મન નથી પણ અધ્યવસાય, પરિણતિ તો છે ને?

તમે જે વિચારો છો કે-'મારૂ મન તો હાથથી ગયુ હતુ, મ મનને પરાણે રોકયુ ?' આ શાથી ? એનુ જ નામ અધ્યવસાય. એ તો એકેન્દ્રિયમા પણ છે નિગોદના જીવોમાં પણ ભલે અનતા એ એક માનો, ઘણી ઓછી સખ્યામાં માનો પણ જીવ ઉંચા આવે છે ઘણા ભોગવાય, ઓછા ખપાય તો છટકી (બહાર) અવાય

અનવાકાલથી અનતા જીવોમાથી જાય છે છતા ખાલી કયાંથી ? અવ્યક્તમાથી નિગોદમાથી ક્રમે ઉચે અવાય બીજી એ એક એલ બીની ડીગ્રી એકદમ ન મળે અનતા પણ અનત છે.

નિગોદમા ભલે અવ્યક્ત પણ લાગણી તો છે ને! અરે દુન્યવી ઉદાહરણ લ્યો! ઘોડીઆમાનુ બાળક, માતાનો અવાજ સાંભળે કે, ભલે ઘોડીઆમાંથી બહાર આવી શકતુ નથી પણ પગની કેવી કુદાકુદ કરે છે! આ શુ છે? લાગણી જ ને! એકેન્દ્રિયમા પણ તે તો છે વ્યક્ત, અ યક્ત એ ભેદની વાત જૂદી થઇ

જગતમાં એક જ જૈનદર્શન એવું છે કે જે કર્મ તોડવાનું કહે છે એ કહે છે "તમે કર્મ કરવામા સ્વતત્ર છો, ભોગવવામાં સ્વતત્ર છો, તોડવામાં સ્વતત્ર છો તેને અંગે વિવેકમાં પણ

સ્વતંત્ર છે " જો જીવનું સ્વાતન્ત્ર્ય ન જ હોય તો તો શ્રીજિને શ્વર દેવને એ કહેવાનો પ્રસંગ જ ન હોત

## તો પછી પરીક્ષક અને પરીક્ષ્ય બન્ને અંધ કહેવાય ને?

એક વખત નવકાર ભણેલા વિદ્યાર્થીને પરીક્ષકે પુછ્યુ "કાઉસ્સગ્ગના દોષ કેટલા?" હવે નવકાર ભણેલાને તો એ ન આવ્યુ હોય પણ પેનાએ કાંઈ બીજું વાંચ્યુ હોય કે બારોબા સાંભળ્યુ હોય એ આધારે લખ્યું કે ઓગણીશ દોષ પરીક્ષ આપ્યા માર્ક અને વિદ્યાર્થીને કર્યો પાસ! આ દૃશ્ય જોનાર કહ દીધુ, પરીક્ષ્ય અને પરીક્ષક બન્ને અંધ છે!

તાત્પર્ય કે જો આત્મા કર્મ કરવા આદિમાં સ્વતંત્ર ન હોય કર્મ તોડવામાં સ્વતંત્ર ન હોય, ધર્મ–પુણ્ય કરવામાં સ્વતંત્ર હોય નો તો એ સંબંધી ઉપદેશ દેવાનો કે શ્રવણ કરવાનો પ્રસંગ હોય જ નહિ, અને પેલા પરીક્ષક પરીક્ષ્ય જેવું ગણાય શ્રોતાને જો લાભ જ ન હોય તો ઉપદેશ દેઈ શકે જ નહિ પરન્તુ તેમ નથી

## જૈન શાસનની વફાદારી કઈ?

આટલી વાત સમજશો એટલે હવે 'પ્રત્યાખ્યાન' વસ્તુ ધ્યાનમ આવશે ભાષામાં રૂઢ શબ્દ પચ્ચક્ખાણ છે, સંસ્કૃતમાં પ્રત્યાખ્યા શબ્દ છે પ્રત્યાખ્યાન શબ્દ ત્રણ શબ્દો પ્રતિ+आ+ख्यानથ બનેલો છે સૌથી પ્રથમ 'પ્રતિ' ઉપસર્ગ છે 'પ્રતિ'નો સ્તવ (થાંભલો) પ્રથમ શા માટે રોપ્યો? અનાદિકાળથી આ જીવને પાપની ટેવ પડી છે એના પ્રતિ સામનો કરો એમ સૂચન છે એ સાથે જો અર્થ સૂચક છે અફીણીઓ વ્યસન શી રીતે છોડે ધસરકો ઓછો ઓછો કરીને! અહિં પણ ઇન્દ્રિઓના વિકારો

મનના આવેશો (ક્રોધ, માન માયા, લોભ), ઔદયિક પ્રકૃતિ (૧૮ પાપસ્થાનકો) આત્માને અનાદિથી રખડાવનાર છે માટે વર્જ્યજ છે એનકે 'પ્રતિ' થવું, એના સામે થવું એમ સૂચવવા 'પ્રતિ'નો થાભલો પ્રથમ રોપાયો છે આ સત્તાવીશને પ્રતિકુલ સમજવા એનાથી પ્રતિકુલ થવુ એવી ધારણા તે સમ્યકત્વ એવી શકિત કેળવવી જોઈએ એમ માનવુ તે સમ્યકત્વ આર્દુ દઢ મન્તવ્ય એનુજ નામ જૈન શાસનની વફાદારી છે

દેશની ચળવળ વખતે કેટલાકોએ બે ડ્રેસ કરાવ્યા હતા દેશ હિતૈષી કહેવરાવવા સભામાં જતી વખતે જ માત્ર ધારણ કરવા એ વેષનો ઉપયોગ કરનારા તેઓ સભા મોહતા ગણાય. એમની અદર સ્વદેશહિતની ભાવના જેવુ તત્ત્વ નહિ જેઓ મરી ફીટનારા હોય તેવા ઓછા બાકી લોભ ખાતર, કે ગમે તે કારણે ચળવળમા જોડાય અને ભોગ ન આપી શકે તથા પ્રસગે પેલો વેષ પહેરે તેવા સભા શોભાવનારાઓને દેશહિતની કિમત છે એમ ગણાય નહિ ત્યા વફાદારીનું તત્ત્વ નથી અહિ પણ લાજે શરમે પચ્ચખ્ખાણ કરનારા નીકળે, ન નીકળે એમ નહિ

ધર્મ સમજ્યા પછી પણ પ્રતિપાતી વધારે દરેક વ્યવહાર રાશીવાળો અનત કાલથી, માટે અનતીવાર નવગ્રૈવેયકે જઈ આવ્યો અનત પણ અનતગુણા થઈ શકે છે ને! મોક્ષે ગયા ત્યા આઠ વખત અનતગુણા! આ તો શાસ્ત્રની વાત થઈ. દુનિયામા સભાસોહતાજ ઘણા છે, સાચી લાગણીવાળા ઓછાજ છે ઇદ્રિઓના વિકારો, મનના આવેશો, તથા અઢાર પાપસ્થાનકોને વર્જ્યજ સમજી, તે નાશ કરવા યોગ્ય છે એવો સુદૃઢનિર્ણય કરી પછી આ એટલે નિહિતમર્યાદાપૂર્વક પચ્ચખ્ખાણ કરે.

પચ્ચક્ખાણના બે ભેદ ૧ દ્રવ્ય પચ્ચક્ખાણ ૨ ભાવ પચ્ચક્ખાણ

પ્રશ્ન–સભામોહતાને તેવા પચ્ચક્ખાણ આપવાની મનાઈ છે ને ?

સમાધાન–અતિચારમાં જુએ ઈતરા કન્યાદાનમા ફલ માને છે વિવાહને તે અર્થમાં લેવામા આવ્યો છે જૈનોને તો એમ કન્યાદાનમા ફલ માનવાનું હોક જ નહિ ' તે પછી વિવાહ અતિ ચાર ગણ્યો કેમ ? સામાન્ય રીતે કોઈ ભોળા હોય, રૂઢ પ્રવૃત્તિમાં પડયો હોય તે દૃષ્ટિએ તે છે કોઈ આદમી કંઈ જાણતો નથી, સમકિતમા પણ સમજતો નથી તેવાને, મિથ્યાત્વીને પણ ગીતાર્થ, તેને આપે વસ્તુનો વિનાશ ન થાય, વસ્તુને સુધારાય

પૌદ્ગલિક ચાહનાથી ઇંદ્રીઓના વિકારાદિને રોકવાનુ થાય તે દ્રવ્ય પચ્ચખ્ખાણ અને હાર્દિક રીતિએ થાય તે ભાવ પચ્ચખ્ખાણ

હવે આ મર્યાદાના અર્થમાં, પછી જ્ઞાન વગેરેનો સબંધ કેવી રીતે ? તે અગ્રે વર્તમાન

" सच्चस्स आणाए उवट्ठिओ
मेहावी मार तरइ "

શ્રી તીર્થંકર દેવોની આજ્ઞાના પાલન માટે તત્પર પ્રાણી મ મારકર્મોથી મુક્ત થઈ જાય છે.

—શ્રી આચારાંગ સૂત્ર



# વ્યાખ્યાન ૪ થું

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यान द्विधा मतम् ।
अपेक्षादिकृत आद्य-मतोन्यच्चरम मतम् ॥ १ ॥

## જીવની દશા અને જૈનદર્શન

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ભવ્ય જીવોના હિતાર્થે ધર્મોપદેશ દેતાં ફરમાન છે કે અનાદિકાળથી, ચતુર્ગતિ રૂપ સંસારમાં આ જીવની રખડપટ્ટી ચાલુ જ છે એ રખડપટ્ટી જન્મ-કર્મની પરંપરાથી છે જન્મ-કર્મની પરંપરાને એ અનાદિથી પ્રવર્તાવી રહ્યો છે ઇંદ્રિઓના વિકારો, મનના આવેશો તથા ઓદયિક પ્રકૃતિની અઢાર પ્રકૃતિઓને વશ થઇ થઇને આ જીવ અનાદિકાળથી જન્મ કર્મની પરંપરાને પ્રવર્તાતી રખડી રહ્યો છે પોતાને કોઈએ ફસાવ્યો નથી, પોતે પોતાની જાતે ફસાયો છે જૈનદર્શન જ કહે છે કે આત્મા કર્મ કરવામાં ભોગવવામાં તોડવામાં સ્વતંત્ર છે બીજા એવું કથન નથી જ્યાં આત્માને સ્વતંત્ર મનાય જ નહિ ત્યાં જીવની દશા શી? તેઓ છૂટકારા માટે ઉપાયો વિચારે પણ કયાંથી! પ્રયત્નો કરે પણ કયાંથી! અને વિના પ્રયત્ને પરિણામ સાંપડે પણ કયાંથી?

જૈન કહેવાય-કોણ ?

શ્રી જિનેશ્વર દેવના અનુયાયીઓ તે જૈન. શ્રી જિનેશ્વર દેવ કોને કહેવાય ? રાગ, દ્વેષ, તથા મોહને જીતનાર, ઘાતી-કર્મોનો ક્ષય કરનાર તે શ્રીજિનેશ્વરદેવ ! કર્મના ભરોસે રહેવાનું માન, નારામાંથી તો જૈનપણુ જ ઊડી જાય છે. જૈનો કર્મવાદી ખરા! પણ કર્મના સિદ્ધાંતને અવિચલ માનવા તરીકે કર્મવાદી. કર્મ કરવા રોકના પલગવના જીવ સ્વતંત્ર છે એમ માનવા તરીકે તેઓ કર્મવાદી છે.

શ્રી મહાવીર દેવના જીવે મરીચિના ભવમાં ઉચ્ચાર્યું કે, "વાસુદેવોમા હુ પહેલો, ચક્રવર્તીમાં મારા પિતા પહેલા, તીર્થકરમાં મારા દાદા પહેલા, અહો ! મારૂ કુલ કેવુ ઉત્તમ છે!" વાત તો સોળે સોળ આના સાચી હતી ને ? રચ ફરક નથી, છતા પરિણામ ? પ્રથમની ત્રણેય સાચી વાતોનો ઉપયોગ કુલના મદમાં કર્યો ને ! ममाहो उत्तम कुलं એ પદ ચડે કુલમદ કર્યોને ! પરિણામે નીચ ગોત્રનો બધ કર્યો

કર્મવાદી એટલે ?

જૈનશાસનમા તીર્થંકર-ગણધરના જીવો પણ કર્મના અવિચલ સિદ્ધાંતમાં અપવાદરૂપ નથી, એ દૃષ્ટિએ જૈનો કર્મવાદી જરૂર છે ભગવાન્ મહાવીરના જીવે ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમા શય્યાપાળકના કાનમા ગરમ શીસુ રેડયુ હતુ, તેનુ ફલ પ્રભુ તીર્થંકરના ભવમા કાનમાં ખીલા ઠોકવા રૂપે ભોગવવુ પડયુ પોતે ઉંઘે એટલે ગાયન-વાદન બધ કરવાનુ શય્યાપાલકને કહેલુ વાસુદેવ ઉંઘી ગયા, શય્યાપાલકે એ જાણ્યુ પણ ખરૂ કે વાસુદેવ ઉંઘી ગયા, છતા ઇન્દ્રિયના વિષયમાં આસક્ત થઈ ગાયન ચાલુ રાખ્યુ વાસુદેવ જાગ્યા ત્યાં સુધી ગાયન-વાદન ચાલુ હતુ, એ જોઈ પોતાની આજ્ઞાના અનાદર માટે વાસુદેવ ક્રોધાયમાન થયા.

"મારા હુકમ કરતાં કાનના વિષયને વધારે પ્રિય ગણ્યા!" એમ વિચારી, વાસુદેવે, જે કાનના કારણે આજ્ઞાભગનો ગુન્હો થયો એ જ કાનમા ગરમ શીશુ રેડવાનો હુકમ કર્યો, હુકમનો અમલ થયો એ કર્મ ખાસ તીર્થંકરના ભવમા ભોગવવું પડ્યુ. કર્મનો નિયમ આ રીતે અટલ છે—અબાધિત છે, એમાં તીર્થંકર, ગણધર, ચક્રવર્તી, કોઈ અપવાદરૂપ નથી એ દૃષ્ટિએ જૈનો કર્મવાદી જરૂર, "કર્મમા હશે તે થશે" એમ ગણી, ધર્મ-પ્રવૃત્તિની અવગણના કરવામા કર્મવાદીપણુ કે જૈનત્વ નથી, કર્મને વિરોધી ગણવુ કર્મને તોડવાનો સતત પ્રયત્ન કરવો, એ જ જૈનોનો ધર્મ છે.

જીવત્વ અને પાચ ભાવ.

જૈનદર્શન જીવના જીવત્વને અને પાચ ભાવ, પાચ સ્થિતિ જણાવે છે ક્ષય, ક્ષયોપશમ, ઉપશમ, ઉદય, અનાદિથી પ્રવર્તતી સ્થિતિ. જીવમા જીવપણુ તો અનાદિથી છે, એમા કોઈ ઉદયથી, ઉપશમથી, ક્ષયોપશમથી કે ક્ષયથી નથી, પણ છે, છે અને અનાદિથી નિત્ય છે ભવ્ય જીવ મોક્ષને લાયક છે, અભવ્ય જીવ મોક્ષને નાલાયક છે, પણ જીવત્વ કાયમ છે ગતિ, જાતિ, શરીર, સૌંદર્યા આ તમામ કર્મના ઉદયથી છે કર્મનો નાશ કરવો અને આત્મદશા પ્રગટ કરવી એ જ કર્તવ્ય. ઉપશમથી, ક્ષયોપશમથી કે કર્મના ક્ષયથી પણ આત્મસ્વરૂપ પ્રગટાવવુ એ જ ધ્યેય. આપણામા ક્ષય, ક્ષયોપશમ, ઉપશમ આદિ બોલે તો બધા છે પણ એ ચીજ શી? એનો ખ્યાલ ઘણાને નહિ હોય. એ સમજવા દુન્યવી દૃષ્ટાંત ઠીક થઈ પડશે

સંપૂર્ણ આત્મસયમપૂર્વક પાપકાર્યનો સર્વથા ત્યાગ કરવો તે અરૂ મુનિપણુ છે.

—શ્રી આચારાગ સૂત્ર અ. ૫ ઉ ૪ સૂ.

ક્ષય અને ક્ષયોપશમનુ વ્યાવહારિક દૃષ્ટાંત

જે વ્યક્તિને આનું લાખ રૂપીઆનું દેવું છે જો વ્યક્તિએ સીધા લાખ રૂપીઆ ગણી આપ્યા પછી કોઈ સંબંધ રહ્યો ? ના. આનું નામ તો ક્ષય. લાખ રૂપીઆ ગણી ન આપે અને બોલાવીને કહે કે "એ ભાઈ! તારૂ લેણું સાચુ છે, મારે દેવું છે તેપણ સાચું, પણ મારી સ્થિતિ તંગ છે, માટે વચલો રસ્તો સમજી જા! નહિ તો એ તમારો કરીશ તો મારે ઉઠવું પડશે અને હું ઉઠીશ તો તું પણ ક્યાંથી રહીશ?" વાત પણ ખરી! વ્યવહારમા માલુમ હશે કે દશ બાર લાખની આસામીને પણ સાત આઠ લાખનો દેવાદાર હુએ કે પોતાનું સાત આઠ લાખનું લેણું રદ થાય તો તેને પણ ઉઠવાનો જ વખત આવે કે કંઈ બીજુ! સામો પણ સમજે અને વચલો રસ્તો કાઢવાનું કહે વચલો રસ્તો 'કયો ?' વ્યાજ બંધ અને હોધા કરે. ચાર છ માસે દશ વીશ હજાર રૂપીઆ ભરવાના કાધા કરે એટલે બે ચાર વર્ષે પણ જ વ્યક્તિ દેવામાંથી મુક્ત થાય અને આને પણ રૂપીઆ મળી જાય. આનું નામ ક્ષયોપશમ.

ઉદયમાં આવેલા તમામ કર્મોને તોડી જ નાંખવા તે ક્ષય—ક્ષાયિકભાવ, જેમ પેલાએ એકી સાથે લાખ રૂપીઆ ગણી આપ્યા તેમ, અને ક્ષયોપશમ એટલે ધીમે–ધીમે રસને ભોગવી લેવા અને પ્રદેશ માત્રમાં કર્મ રહે એવી સ્થિતિ કરવી

રસ-પ્રદેશની સમજુતી:

રસ શું ? પ્રદેશ શું ? એ સમજાવવા પણ દુન્યવી દૃષ્ટાંત જરૂરી લાગે છે એક છોકરો બે ચાર કેળાં ખાઈ ગયો અને પેટમા દુ:ખ્યું, વેદના થઈ, અનુભવીએ કે વૈદ્યે બતાવ્યુ કે પચાસેક ઈલાયચી ફોલીને ખાઇ જા! પેલો ખાઈ ગયો અને મટી ગયું, અથવા કેરી ઘણી ખાધી વાયુ થયું, સુંઠનો ફાકડો માર્યો અને

ગઈ ગયું થયું શું ? પેટમાંથી કેળાનાં કે કેરીના પુદ્ગલો ચાલ્યા ગયા નથી, પણ એના વિકારોને દાબી દેવામાં આવ્યા. સ્થંડિલ તો કેળાનો જ, કેરીનોજ (તે જ પુદ્ગલોનો થવાનો) થયું શું ? રસ ગયો (વિકાર ગયો), પ્રદેશ માત્ર રહ્યો. અહિં પણ આત્માના સમ્યક્દર્શનાદિ ગુણોને કર્મે આવરેલ છે તે જ્ઞાનાવરણીયાદિ કર્મોને ક્રમસર લુખા કરવાં તે ક્ષયોપશમ. કર્મ રસરૂપે ન રહે, પ્રદેશમાં રહે તે ક્ષયોપશમ.

ઉપશમ એટલે ?

જે વ્યક્તિએ વિચાર્યું કે દેવું છે તે સાચું અને લેણદાર કાંધા વગેરેમાં માનતો નથી, તેમજ પોતાને જ્યાં ત્યાં વ્યાપારાદિમાં ઉઘરાણી આવી આવીને અહિં આવે છે, એટલે એવું રાજા પાસે (કોર્ટમાં) અરજ કરી હુકમ કરાવ્યો કે લેણદારે બે વર્ષ સુધી ઉઘરાણી કરવી નહિં, આ શું થયું ? વિલંબ થયો પણ બે વર્ષ પછી તો વ્યાજ સાથેનો ભાર ઉભો જ રહે છે અહિં પણ કર્મના ભોગવટા માટેના રસ તથા પ્રદેશના ઉદયને શમાવવા–નિલંબમાં નાંખવા તે ઉપશમ.

આથી એમ થયું કે ક્ષયથી, ક્ષયોપશમથી કે ઉપશમથી તેમજ રસ તથા પ્રદેશથી જીવ જે કર્મ તોડવાની ક્રિયા કરે તે ધર્મ મુદ્દો આત્માને શુદ્ધ કરવાનો છે પછી તે કર્મના ક્ષયથી, ક્ષયોપશમથી કે ઉપશમથી જેમ તે રીતે કરો ! આજે ક્ષાયિકભાવ તો નથી.

ક્રોધાદિ કરવા શા માટે ? ક્રોધની સામે ક્રોધ ?

કર્મના અબાધિત સિદ્ધાંતમાં મતભેદ નથી, એ ફરીને યાદ રાખો ! જૈન દર્શનમાં કર્મ તોડવાના આ માર્ગો કાયમ છે તે ખ્યાલમાં રહે કર્મ કરવામાં, ભોગવવામાં, તેને અંગે વિચારવામાં,

વિવેક કરવામાં એ સ્વતંત્ર મનાય તો એ બધુ શકય છે ને? એ જીવ પરતંત્ર હોય, ઈશ્વરાધીન હોય તો ઈચ્છાજ નકામી છે ક્રોધ આવે ત્યારે એ પોતે સ્વતંત્ર હોય તો ક્રોધ દબાવવાનો વિચાર સાર્થક છે, એજ રીતે માન-માયા-લોભ વગેરેમાં સમજી લેવું.

મેળામાં ઉંચે-નીચે ચઢ-ઉતર રૂપે ચકાવો લેનારી ચકડોળી હોય છે હવે તેમાં બેઠેલો ઉંચે જાય છે, પણ કોઈએ નું છે હાથ દીધો? નહિ, કેમકે તે જાણે છે કે ઉંચા ગયેલાજ નીચે જાય છે વિચારવાનો વખતજ કયા છે? જ્ઞાનને અંગે અભિમાન આવે ત્યાં વિચાર થઈ શકે કે તારૂં જ્ઞાન કેટલું? એક પાનું કર્યું, તેમાં શું? સ્થૂલભદ્રની બહેન યક્ષા એક સ્ત્રી, તેમાં કેટલી શક્તિ? ગમે તેવા ગ્રંથો, શાસ્ત્રો એકવાર શ્રવણ કરે કે બોલી જાય કોઈ પાનું ફાડે તો ફાટયું સાજુ થવાનું નથી પછી ક્રોધ શા કામનો?

આ બધુ બને કયારે? જીવ કર્મ કરવામાં, ભોગવવામાં, તોડવામાં સ્વતંત્ર છે એમ મનાય તોને? ઈશ્વરજ બધુ કરે તો કર્મ રોકવાના વિચારને સ્થાનજ કયાં છે? કર્તું, અકર્તું, અન્યથાકર્તું માં આત્માને સ્વતંત્ર મનાય તો જ તે દિશામાં આત્માનો પ્રયત્ન થાય કર્મના ફલ ભોગવવામાં પણ આત્મા સ્વતંત્ર મનાય તો જ વિવેકને પણ અવકાશ છે ક્રોધ થાય ત્યારે તરત વિવેક થઈ શકે કે શા માટે ક્રોધ કરવો?

નો લોગસ્સેસણં ચરે-લોકહેરીમા એ'થાનુ નહિ.
—શ્રી આચારાંગ સૂત્ર

શાસ્ત્રકાર તો ત્યાં સુધી કહે છે—

આત્મૌપમ્યેન મતિમતા?

ત્યાં વિચારવાનું કે હજી તો તેણે આક્રોશ કર્યો છે ને! મને માર્યો તો નથી ને! કહેવત પણ છે કે 'પુંઠ પાદશાહની' મારનારાના હાથ પકડાય પણ બોલનારની જીભ પકડાતી નથી તેણે તારા પર આક્રોશ કર્યો, તને ખોટું કહ્યુ, પણ તારૂં કર્તવ્ય શું? તારે વિચારવાનું કે એણે કહેલું સાચુ છે કે ખોટું? એ સાચુ હોય તો સત્યને ગુસ્સાથી દબાવવા ઇચ્છે છે? સત્યને ગુસ્સાથી દબાવવાની બુદ્ધિનો અર્થ શો? વર્તનથી સામાને દબાવવાની વાત જુદી છે તુ અજ્ઞાન છે, તેથી તને 'અજ્ઞાન' કહ્યો, તો માંડ ભણવા કે જેથી કોઈને અજ્ઞાન કહેવા વખત ન રહે તે રીતે સામાને વર્તનથી દબાવાય પણ સત્યને દબાવવા ક્રોધ કરવો?

અને એણે કહેલું જુઠ્ઠ હોય તો? જુઠ્ઠ બોલાય ત્યાં ક્રોધ વધારે આવે સામાએ કહેલુ સાચુ હોય તો સહનશક્તિના અભાવે ક્રોધ થાય પણ 'હા! હા! એમ તો એમ!' કહીને વાળવાનો પ્રસંગ પણ છે, પણ જુઠ્ઠ હોય તો "નામ નિશાન નહિ, છાયા સરખી નહિ ને અમારૂં નામ લે છે?" એ રીતે વધારે ક્રોધ આવે છે એ વાત ખરી! પણ જુઠાને દબાવવાનું ઓસડ ક્રોધ છે? તારા ક્રોધથી તો જુઠ્ઠો વધારે પાપમાં ઉતરવાનો જે જુઠના રસ્તે ગયો તેને શું? ઈર્ષ્યા-દ્વેષાદિમાં એ ઉતરવાનો એ આટલા સામાન્ય જુઠથી ક્રોધ કરવાનો હોય તો જિનેશ્વર દેવને તો કેટલો ક્રોધ કરવો પડે? જગત આખું જુઠાણાથી ભરેલું છે, જિનેશ્વર દેવમાં ક્રોધની પરાકાષ્ઠા જોઇએ પણ સામાના જુઠાનું ઓસડ ક્રોધ નથી, જ્ઞાન છે-વિવેક છે. પેલો જુઠ્ઠ બોલે કયારે? ક્રોધમાં આવીને આક્રોશ કરે કયારે? સાચુ કે જુઠ્ઠ બોલવાપૂર્વક પણ ક્રોધ કરે કયારે? એના મગજ પરનો કાબુ જાય ત્યારેને!

**સામે જોનાર ગાંડાનો ભાઈજને!**

મેડ—હાઉસમાં જઈએ અને કોઈ ગાંડો—અમે તેમ ગાળો દે બકયા કરે તેના ગાંડાના બોલ્યા સામે જોવાય? એનો ઉત્તર દેવાનો જ ન હોય ઉત્તર દો તેમ તેમ ગાંડો તો વધારે ગાંડો થાય। એ બિચારાનુ મગજ ખસી ગયું છે, માટે તે તેમ બોલે છે, તે રીતે ક્રોધી મનારનુ—આક્રોશ કરનારનુ મગજ ગયું માનવાનું છે એવા ગાંડાના વેણને તો એક કાનેથી સાંભળીને બીજે કાને કાઢી નાખવાના જ હોય

**આગ શું ન બાળે?**

આગ લાગે ત્યારે એ શું ન બાળે? એ તો જે ઝપાટામાં આવે તે બધાને બાળે એને લાગવા ન દેવી, અટકાવવી, લાગતાં લાગી તો અટકાવવી—શમાવવી એજ કર્તવ્ય અહિ પણ વિચારવાનું કે "પેલાએ આક્રોશ કર્યો તે તેનુ અજ્ઞાન છે" અજ્ઞાન એ હોળી છે દુનિયામાં પણ કહેવત છે કે 'ગાળે ગુમડા થતા નથી' ત્યાં સામાએ શું વિચારવાનું? શાસ્ત્રકાર ત્યાં સુધી કહે છે, જીવે વિચારવાનુ કે, "હજી તો સામાએ આક્રોશજ કર્યો છે ને! બિચારો ઘેનમાં છે તે લવે છે, દયાપાત્ર છે પણ હજી મને માર્ગ્યો તો નથી ને!" માર્યો તો વિચારવાનુ કે "કોને મારે છે, જડનેને! જીવને કોઈ મારી શકે છે, મને મારી નાંખતો તો નથીને!"

અહિ મુદ્દો એ છે કે ફલ ભોગવવામાં જીવની સ્વતંત્રતાની માન્યતા હોય તો વિચારણા કે વિવેકને અવકાશ છે.

જીવ એ કર્મ કરવામાં સ્વતંત્ર મનાય તો જ ઇંદ્રિઓના વિકાર, મનના આવેશ, અઢાર પાપસ્થાનકોને રોકવામાં સ્વતંત્ર મનાય અને તેવો પ્રયત્ન થાય જીવ જે કર્મ ભોગવવામાં સ્વતંત્ર મનાય તો હિતાહિતની વિચારણાને કે વિવેકને અવકાશ છે

ચિલાતિપુત્રનું દષ્ટાંત. ઉપશમ, વિવેક, સંવર.

આ વસ્તુ સમજાશે તો ચિલાતિપુત્રની કથાનું રહસ્ય બરાબર ધ્યાનમાં ઉતરશે એના જીવનનો પલટો કોણે કર્યો? ઉપશમ, વિવેક, સંવર એ ત્રણ પદના શ્રવણે અને મનને!

ચિલાતિપુત્ર જેવો તેવો ચોર નહોતો, બરાડી ચોર હતો. ચાબડે ચાબડાં ભાગીને ઉજ્જડ કરે તેવો હતો. છાનોમાનો ચોરી કરવા નથી આવ્યો. હાથમાં તલવાર લઈને, પડકાર કરવા પૂર્વક લૂંટ ચલાવી છે ને! હું લૂંટવા આવ્યો છું, જેણે માતાનું દૂધ પીધું હોય તે આવે સામો!' એમ કહીને તેણે લૂંટ ચલાવી છે. આ રીતે ચિલાતિપુત્રે ચંપાનગરીને લૂંટી છે પછીની વાત તો જાણો છો ને! મુનિ મળ્યા, તલવારથી જ, તલવારના દેખાડવા પૂર્વક જ ધર્મ માગ્યો, મુનિ ઉપશમ, વિવેક, સંવર કહીને ઉડયા આકાશે! બસ! આ શબ્દોથી ચિલાતિપુત્રના આખા જીવનમાં ભારી પલટો આવ્યો. કેવો ચોર! "મારી નાખું, કોણ સામે આવે એવો છે?" એવું બોલનારો, તલવાર હાથમાંથી હેઠી નહિ મૂકનારો, આવો ચોર, એમાં ઉપશમની વિચારણાએ કેટલું શમન કર્યું? જૈન સિદ્ધાંતમાં પ્રવેશકે કરવાનું શું? ઉપશમમાં વવાનું કર્મ તોડવાના નો છે જ તોડાય તેટલા સામર્થ્યે તોડવા, ઉદયમાં આવે તે તોડવા, ભોગવવા, નવાં ન બાંધવા અને શમાવવા ચિલાતિપુત્ર જેવો કાયમ અશાંત તથા અશાંતિ ઉપજાવનારો ઉપશમ શબ્દના શ્રવણથી શાન્ત થયો ઉપશમ શબ્દ પછી બીજો શબ્દ વિવેક વિવેકને ઓળખાવવા શબ્દ પણ વિવેક રાખ્યો. કર્મના ક્ષયમાં, કર્મના ક્ષયોપશમમાં, કર્મના ઉપશમમાં, નમામમા વિવેક જોઈએ. અવિવેકમૂર્તિ ચોર ચિલાતિપુત્ર! વિવેકની વિચારણામાં વધ્યો અને વિવેકી બન્યો. વિવેક વડે એણે

પોતાના કૃત્યો યાદ કર્યા, પોતે મચાવેલી ધાંધલ યાદ કરી અને નક્કી કર્યું કે "હવે જે સાધનો દ્વારા તે તોફાન મચાવ્યું તે સાધનો શાંત કરવા જોઈએ" ખરાબ સાધન-સામગ્રીથી પરહેજ ચાલુ રાખવી, સારી સાધન-સામગ્રીમાં સંકલિત રહેવા, વિવેક કાયમ આવશ્યક છે ઉપશમ વિવેકથી થાય અને ટકે. વિવેક શાથી થાય? શાથી ટકે? અવિવેક દૂર થાય, દૂર, કરાય, તો જ વિવેક જાગે, ટકે, માટે ત્રીજું પદ સંવર આશ્રવને રોકવા તે સંવર કહેવાય

આશ્રવાભાવ એમ નહિં કહેતાં આશ્રવનિરોધ કહેવામાં આવ્યું છે, એ લક્ષ્યમાં લ્યો! આશ્રવનો અભાવ એમ નથી કહેવામાં આવ્યું આશ્રવો તો છે જેને રોકવાનાં છે કર્મને આવવાના દ્વાર તે આશ્રવ, કર્મોને રોકવાની પ્રવૃત્તિ ધારણ કરવી તે સંવર.

અવિવેક ત્યાગની સ્થિતિ તે ઉપશમ. વિવેકમય સ્થિતિ તે સંવર.

અવિવેકના ત્યાગપૂર્વક, વિવેકપૂર્વક આશ્રવ રોકવા તે સંવર.

ગુપ્તિ, સમિતિ આદિ દશ પ્રકારે ધર્મ એટલા માટે જ કહેવામાં આવ્યો છે અવિવેકનો ત્યાગ કરવો વિવેકની વૃદ્ધિ કરવી

આ ત્રણ પદમાં જૈન ધર્મનો સાર શીખી શકાય તેમ છે. ચિલાતિપુત્રે ત્રણ પદથી સદ્ગતિ સાધી લીધી

આટલું જાણ્યા પછી "પચ્ચક્ખાણ" એટલે શું તે કહેવાઈ થી સમજી શકાશે

"खण जाणाहि पंडिए" અવસરની કિંમત જાણે તે પંડિત

—શ્રી આચારાંગ

પ્રત્યાખ્યાન

પચ્ચક્ખાણ એ તો શાસ્ત્રીય માગધી-પ્રાકૃત શબ્દ છે, જૈનોમા રૂઢ છે, નાના મોટા સૌ કોઈને પરિચિત છે સસ્કૃતમાં તેને પ્રત્યાખ્યાન કહેવામા આવે છે 'પ્રતિ+આ+ખ્યાન સૌથી પ્રથમ પ્રતિ ઉપસર્ગ છે પ્રતિ ઉપસર્ગ સૌથી મોખરે શાથી? ધ્યેય એવું છે માટે પ્રતિ શબ્દ મોખરે મુકાયો છે શાસ્ત્રકાર પ્રતિકૂલતા ઠરાવવા માગે છે, માટે જ પ્રથમ પ્રતિ સ્થપાયેલ છે ઇન્દ્રિઓના વિકારો, મનના આવેશો (ક્રોધ, માન, માયા, લોભ) તથા પાપના ઉદયથી થતી અઢાર પ્રવૃત્તિઓ (૧૮ પાપસ્થાનકો) ની પ્રતિકૂળતા ધારણ કરવી, જાણવી-માનવી એ આવશ્યક છે, કેમકે તેમ કર્યા વિના આગળ વધવું ભરાબ શી રીતે? આનું જ નામ સમ્યક્ત્વ, ત્યારે શું બધે જ પ્રતિ નો ઉપયોગ? ના! માટે તો પ્રતિ, પછી મર્યાદાસૂચક આ ઉપસર્ગ છે બધેજ 'પ્રતિ' એમ નહિ

બધેજ મ્યાઉં?

એક માણસ ખડુંજ દબાણમાં આ યો લેણદારોએ ઉઘરાણીથી ત્રાહ-ત્રાહ પોકરાવી, એ ઘણ કટાળ્યો, ગયે વકિલને ત્યા, વકિલને પણ દયા આવી અને સલાહ આપી કે "તારે ઘ યો છોકરાને સોપી દેવો, તારે તો માત્ર બેઠે બેસી રહેવુ લેણદાર તરીબેઠે વાત કરે, ત્યારે જવાબમાં 'મ્યાઉં' એટલુ જ બોલવું વકિલે સલાહના પાચસે રૂપીઆ નક્કી કર્યાં, આ અખતરો સફળ થયો લેણદારો તો દેવાદારને 'મ્યાઉં-મ્યાઉં' કરતો જોઈ, રોકને ગાંડો થયો જાણી આવતા બધ થયા. એ માણસ ગાંડો થયો એની પાસે ઉઘરાણી શી? પછી વકિલ પોતાની લેવા આવ્યો, ત્યારે તેણે 'મ્યાઉં' ઉચ્ચાર કર્યો વકિલ "અસ્યા! મનેય

મ્યાઉં ! !" 'હા ! હા ! તે હેવુદારને મ્યાઉં કહેતાં શીખવ્યું-તો હું પણ એક હેવુદાર જ છે ને" એમ મનમાં વિચારી વકિલને પણ 'મ્યાઉં-મ્યાઉં' વિના તેણે બીજો ઉત્તર આપ્યો નહિ

આ ન્યાયે શાસ્ત્રકાર કહે છે, પેલા 'મ્યાઉં' ની જેમ પ્રતિનો ઉપયોગ બધે કરવાનો નથી પ્રતિશી એવા ટેવાવાનુ નથી કે જ્યાં ત્યાં વિરોધ કરવો ઈંદ્રિઓના વિકારો, મનના આવેશો, તથા અઢાર પાપસ્થાનકોથી પ્રતિકૂલતા ધારણ કરવાની છે આ હેતુ માટે આ ઉપસર્ગથી સૂચવવામાં આવ્યું કે પ્રતિનો ઉપયોગ ખરો ! પણ આ એટલે મર્યાદાપૂર્વક, શું વિવેકની પ્રતિકૂલતા કરવાની ? ના. અવિવેકની પ્રતિકૂલતા હોય શું જ્ઞાનની પ્રતિકૂલતા કરવાની ? અવળા વિચારે ચડે એને શું કહેવાય ? એ તો કહી પણ દે કે, પાપનુ મૂલ જ્ઞાન જ ને !" યાદ રાખજો આ વિધાન નથી મર્યાદા વિનાના 'પ્રતિ'નો ઉપયોગ કરનારની દૃષ્ટિએ આ ઉચ્ચારણ કે મન્તવ્ય છે

## પાપનુ મૂલ જ્ઞાન?

વાત ખરી કે જ્ઞાન કે બુદ્ધિ વિના પાપ થતુંજ નથી. આ જડ (પાટ)ને પાપ છે? લાકડ વગેરે જડને પાપ નથી, કેમકે તેમા ચેતન નથી વધારે પાપ કોને લાગે? પંચેદ્રિયને એકેદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય, ચઉરિંદ્રિય નરકે ન જાય નરકે પંચેદ્રિયજ જાય અસંજ્ઞી નરકના ખૂણે, પણ સંજ્ઞી પંચેન્દ્રિય તમામ નરકે જાય શાથી? વધારે જ્ઞાન, વધારે બુદ્ધિના યોગે થતા વધારે પાપના પરિણામે ને ! દુનિયામાં જુઓ કે ૧૦૦ સુધી ભણેલો લોભ કરીને માગે તો સો સુધી હજારના જ્ઞાનવાળાની હજાર સુધી જવાની. જેમ જ્ઞાન વધારે,તેમ ઇચ્છા વધારે થાય, જેનુ જ્ઞાનજ નહિ તેની ઈચ્છા થાય નહિ, ઈચ્છા થાય નહિ એટલે પાપ થાય કયાંથી? લોભનુ મૂલ ઇચ્છા, ઇચ્છાનુ મૂલ જ્ઞાન ! આ બધુ

અવળા રૂપે વિચારીને જ્ઞાનની 'પ્રતિકૂળતા' કરે તો! માટે આ ઉપસર્ગ વડે કહ્યું કે મર્યાદાપૂર્વક પ્રતિકૂળતાનું કથન કરવાનું છે. આ પછી રહેલ 'જ્ઞાન' શબ્દથી કથન અર્થ લેવાનો છે

હવે 'પાપનું મૂળ જ્ઞાન' એનો પ્રતિકાર જોઈએ

પંચાતનું મૂળ જે પૈસો એ જ પૈસામાં નિરાંત વગેરે પણ છે ને!

એ વાત પણ દુનિયામાં ખરી છે ને કે પૈસાની બધી પંચાત છે, તમામ પંચાતનું મૂળ તો પૈસો જ છે ને! ચોર, જુગારી, અરે ગામ સુદ્ધાં વાંકી નજર કેવી કરે? માલદારને ત્યાં! છે તો માલદારને મોંકાણને! તાળાં, ચાવી, તીજોરી, ચોકીપહેરા, વિધવિધ ચિંતા આ તમામ માલદારીને જ લીધે છે 'નિરાંતે ઉંઘ ન આવે' એમ જેમ માલદારીને અંગે બોલાય છે તેમ બધી વાતે નિરાંત પણ માલદારને જ છે ને! નુકશાન ભોગવાય તેમ ફાયદા પણ લેવા જ પડશે ને! દુન્યવી દૃષ્ટિએ ધનને અંગેની ખખૂખર જોઈ, તેમ એ જ દૃષ્ટિએ દુનિયામાં નિરાંત લાભ પણ ત્યાં જ છે ને! એ વાત પણ ખરી! નહિ તો તો એ માલદારી પાછળ દોડાદોડ કરે શા માટે? સુખની સાધન-સામગ્રી માલ (ધન) છે તો મળે છે ને! જીવન-વહનને અંગે, વૈભવપૂર્વક જીવન-વહનને અંગે નિરાંત ધનને લીધે છે ધન છે તો લાખો રૂપીઆ, શબ્દ માત્રમાં એને મળે, ઉધારે ચાહે તેવો વેપાર ખેડી શકે, દાન પણ એ દઈ શકે, એનું બોલ્યું સહાયરૂપ ગણાય, એ આબરૂદાર મનાય, કન્યાઓના માગાં ત્યાં આવે આ વાત પણ ખરી ને! જે ધનનો દુર્વ્યય થાય તે જ ધનનો સદ્વ્યય પણ થઈ શકે છે ને! તાત્પર્ય ધન પાછળ પાગલ બનવાના સૂચનનું નથી 'જ્ઞાન એ પાપનું મૂળ' એ કથનના પ્રતિકારથી દુન્યવી દૃષ્ટિએ ધનને અંગે આ વિચારણા છે.

જાણ્યા વિના અમલ અશક્ય છે.

જ્ઞાન એ પાપનું મૂલ, જ્ઞાન વિના, બુદ્ધિ વિના પાપ ન થાય એ વાત ખરી! પણ પાપ રોકવામાં જ્ઞાનનો ઉપયોગ થઇ શકે કે નહિ? આશ્રવનો ખ્યાલ જેમ જ્ઞાનથી તેમ સંવર, નિર્જરાનો ખ્યાલ પણ જ્ઞાન જ કરાવે છે ને! પુણ્ય, પુણ્યના માર્ગો પણ જ્ઞાનથી જ જણાય ને! જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ આ નવ તત્ત્વો બતાવનાર જ્ઞાન જ ને! 'પાપ પણ છે' એ બતાવ્યું જ્ઞાને જેમ પાપ બતાવનાર જ્ઞાન તેમ પાપનું ફલ દુર્ગતિ બતાવનાર પણ જ્ઞાન છે ને! જ્ઞાનનો દુરુપયોગ તેમ સદુપયોગ બન્ને થઈ શકે છે. **સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ** મોક્ષમાર્ગના ત્રણ ગુણોમાંનો જ્ઞાન પણ ગુણ છે જ્ઞાન આત્માનો ગુણ છે મોક્ષમાં આત્માની સ્થિતિ જ્ઞાનાદિ મય જ છે ને! જ્ઞાન પંચેંદ્રિય સંજ્ઞી મનુષ્યમાં વધારે, માટે એ નરક તેમ મોક્ષ પણ એને, અને મોક્ષ ન થાય તો અનુત્તર વિમાને પણ જ જઇ શકે છે ને!

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ મોક્ષની શ્રદ્ધા એ સમ્યગ્દર્શન, ખરી વાત જણાવનાર એ જ્ઞાન છે જીવ, અજીવ છે કે નહિ, તેના ભેદો, આશ્રવનું સ્વરૂપ, કારણો સંવરનું સ્વરૂપ, કારણો, પુણ્યનું સ્વરૂપ, ઉપાયો, "ફલ," પાપનું સ્વરૂપ, ઉપાયો, ફલ, નિર્જરાનું સ્વરૂપ, તે શી રીતે થાય? તેનું પરિણામ, બંધ શાથી થાય? બંધને બંધ કેમ કરાય? મોક્ષ એટલે શું?' મોક્ષના ઉપાયો કયા? આ તમામ સમ્યગ્જ્ઞાનથી જ જાણી શકાય છે

સાચું સ્વરૂપ જણાવનાર સમ્યગ્જ્ઞાન છે. તે વિના આત્મ-શુદ્ધિ થઈ શકે શી રીતે? તે વિના ગુણવૃદ્ધિ થાય નહિ દુષ્પાક

કરવાના તાવડાને ઉટકવો તો પડે જ કટાયલા, કચરાવળા તાવડામા કરેલો દુધપાક ઉકરડે જ નાખવો પડે

તાત્પર્ય કે 'પ્રતિ' ઉપસર્ગથી ઇંદ્રિયના વિકારો, મનના આવેશો, ઔદયિક પ્રવૃત્તિઓની સામે, મર્યાદાપૂર્વક ('આ' ઉપસર્ગથી થતુ સૂચન) થવાનો નિર્ણય અને પછી ખ્યાન એટલે કથન કરવું તે, ગુરુ મહારાજ પાસે કથન કરવું તે

હવે ખ્યાન એટલે શું, પચ્ચક્ખાણના દ્રવ્ય તથા ભાવના ભેદ વગેરેને અંગે વધુ માટે અમે વર્તમાન



## શુદ્ધ અનુષ્ઠાન એટલે ?

જગતના સર્વ ઉત્તમોત્તમ પદાર્થો કરતા પણ વિશેષ ઉપદેય બુદ્ધિપૂર્વક, અનાદિકાલીન વિકારી વાસનાઓના ઉછાળાને રોકવાના ધ્યેય સાથે તુચ્છ પૌદ્ગલિક આશસાથી રહિત જ **ધર્મનુ આચરણ** તે જ્ઞાનીઓની દૃષ્ટિએ **શુદ્ધ અનુષ્ઠાન** કહેવાય છે

—યોગદૃષ્ટિ સમુચ્ચય શ્લોક ૨૫



# વ્યાખ્યાન ૫ મું

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यान द्विधा मतम् ।
अपेक्षादिकृत ह्याद्य-मतोन्यच्चरम मतम् ॥ १ ॥

હારિ૦ અ ૮ શ્લો ૧

## વાતોથી જ ધનનો વ્યવહાર નથી, પ્રતિજ્ઞા એટલે જ ધન.

### અનાદિકાલની નકામી મહેનત

શાસ્ત્રકાર મહારાજા, આચાર્ય ભગવાન્ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ, અષ્ટકજી નામના પ્રકરણ વિષે, પ્રત્યાખ્યાનાષ્ટકના વિવરણમાં પ્રથમ જ જણાવે છે કે આ જીવ અનાદિકાલથી જન્મમરણ કર્યા કરે છે અને જન્મ મરણની પરંપરા વડે રખડયા કરે છે

લુહારીયાની જાત સ્થલે સ્થલે ભટકે છે, પણ પોતાની કમાઈનું ધન, ભોગરટાનાં સાધનો લઈને જ સ્થલાંતર કરે છે ત્યારે આ જીવ ભવાંતરમાં કાંઇ પણ લઈ જઇ શકતો નથી, મહા જહેમતે મેળવેલું મેલીનેજ ચાલી નીકળે છે મળવવું અને મેલવું, મેળવવું અને મેલવું એટલે સરવૈયે ૦ શૂન્ય ! ભવોભવના સરવૈયામાં શૂન્ય જ ! આત્મા આવી રખડતી જાતનો છે

નાસ્તિકની માન્યતા

આસ્તિક-નાસ્તિકમાં પુણ્ય-પાપ, સ્વર્ગ-નરક, જીવ-અજીવ, મોક્ષ વગેરેમાં તે છે કે નહિ ? પરલોક છે નહિ ? એ વગેરે વિષયોમા મતભેદ છે, પરન્તુ તેઓ પણ 'મેળવ્યું તે મેલવા માટે' આમાં વિભિન્ન મતના નથી, એક મતના છે નાસ્તિક પરલોક ભલે ન માને ! પણ માણુસ મરે છે, ત્યારે તેની માલ-મિલકત અહિ જ પડી રહેલી તો તે નજરોનજર (પ્રત્યક્ષ) નિહાળે છે ને ! 'મેળવેલું મેલવું પડવાનું ' આથી આસ્તિકો જે મલ્યું હોય તેનો સદુપયોગ કરવા પ્રવૃત્તિમાન્ થાય એ ખરૂં ! કેમકે એ પરલોક માને છે, નાસ્તિક પરલોક નથી માનતો, એટલે ભલે તેવી કોઇ પ્રવૃત્તિ તે ન કરે ! પણ ગમે તેવા પ્રયાસે મેળવેલું અહિ જ મુકવું રહેવાનું છે, એ તો એનેય માન્યા વિના ચાલે તેમ નથી નાસ્તિક પરલોક માનતો નથી અને તેથી તો તેનું ધ્યેય એજ છે કે— 'यावज्जीवेत् सुखं जीवेत्, ऋण कृत्वा घृत पिवेत्' જીવવું ત્યાં સુધી સુખે જીવવું અને જીવવા માટે કરજ કરીને પણ ઘી પીવું ઘી-દૂધ પીએ તો દેહ વધુ ટકે એવી માન્યતાવાલો એ હોય છે વળી, એમ પણ માને છે કે—भस्मीभूतस्य देहस्य पुनरागमन कुत ?

જન્મો-જન્મના નિષ્ફલ પ્રયત્ન

નાસ્તિક પરલોક માનતો નથી, છતાં મેળવેલું છોડવું પડે છે તેમ માને છે, ભોગને માટે મળેલા દેહાદિને આથી ટકાવવા અને કરજ કરીને પણ ભોગો ભોગવવામા તે માને છે અને તેવા પ્રયત્નો કરે છે જ્યારે આસ્તિક એ જ વાક્યનો ઉપયોગ મળેલાનો સદુપયોગ કરવાના મ ત-વ્યમાં અમલમા કરે છે બાનકને નવો જ મ, નવી શાળા, નવું ભણતર, દરેક જન્મે પ્રથમનું ભણતર ગયું, નવું શીખવાનું રહ્યું આ જીવ પણ ભવોભવ મેળવે છે, મલે છે, ફરી બીજા જન્મમા બીજું મેળવવા જહેમત ઉઠાવે છે, મેળવે છે, મેલે છે કોઈ જન્મ-એરો બતાવો કે સાથે લીધું ? તમામ જન્મના પ્રયત્નો નિષ્ફલ જ ગયા.

સરવાળે શૂન્ય !

વિદ્યાર્થી વાંચવાની મહેનત કરે અને નાપાસ થાય તો એને કેવું દુ:ખ થાય ! ફરી મહેનત કરે, બીજે વર્ષે પણ નાપાસ થાય ! તો ! અને માનો ફરી મહેનત કરે ! અને કમનશીબીની પરાકાષ્ઠાએ ત્રીજે વર્ષે નાપાસ થાય તો એની હાલત-મનોદશા કેવી થાય છે ? "ત્રણ ત્રણ વર્ષની મહેનત નકામી ગઇ" એવો એને પારાવાર અફસોસ થાય છે ત્યારે અનાદિથી દરેક જ મના, જહેમત પૂર્વકના પ્રયત્નો નિષ્ફળ જ થયા એ માટે કાઇ થાય છે ? દરેક જન્મમાં કર્યું શું ? પુદ્ગલો ગ્રહણ કર્યા, શરીર બાંધ્યું, વધાર્યું, ઇંદ્રિઓ મેળવી, તેનું જ્ઞાન મેળવ્યું, વગેરે તમામ મેળવ્યું, આંતરિક સબંધી શરીર, ઇંદ્રિઓ, વિષયો મેળવ્યા, બાહ્ય સબંધી કાયા, કામિની, કુટુંબ, કંચન મેળવ્યાં, સાતે સાત મેળવ્યા અને છેવટે સાતે સાત છોડયાં ! મહેનત કરી કરી, સરવાળે ૦ શૂન્ય

અનાદિકાલની પરંપરા

જીવ એક ક્ષણ પણ પ્રવૃત્તિ (મહેનત) વગરનો તો રહ્યો જ નથી મોક્ષના દ્વારે ઉભેલો, ચૌદમા ગુણસ્થાનકે પહોંચેલો જીવ જ માત્ર પ્રવૃત્તિ વિનાનો છે, તેથી તેને અયોગી કહેવામાં આવે છે એ વિના જગતમાં કોઇ જીવ અયોગી નથી યોગ પ્રવૃત્તિ (પ્રયત્ન) ચાલુ જ છે કાયયોગને અંગે દરેક ક્ષણે લોહી ફરે જાય છે, જઠર એનું કામ કર્યે જાય છે, તેમ જ મન તથા વચનનો વ્યાપાર પણ પળેપળ ચાલુ જ છે મન, વચન, કાયા ત્રણે યોગોનો વ્યાપાર ચાલુ જ છે ને ! અને પ્રયત્નનું ફળ પણ આ લોકમાં મળે છે કાયા વધે છે, વચન પણ મધુર બોલવા વગેરે વડે સુંદર સન્માન-લાયક બને છે, મન પણ જેવી ટેવ પાડો તેવું ટેવાય છે બધું ખરૂં ! પણ જિંદગીના છેડે એક જ વાત કે તમામ છોડવાનું ! ગયા ભવથી અહિં કશું લાવ્યા છો ? મેળવવું અને મેલવું ! મેળવવું અને મેલવું ! એનો અર્થ શો ?

નકામી મહેનત કે બીજું કાંઈ! અનાદિ કાળથી પરંપરા એક સરખી ચાલુ છે ને!

## નિર્વેદની મહત્તા

અનંતા જન્મ કર્યાં, અનંતા શરીર મેળવ્યાં, અનંતા વિષયો, વૈભવ મેળવ્યા, અનંતીવાર જ્ઞાનાદિ મેળવ્યું, રાખ્યું કે રહ્યું શું? માટે તો ઈલકાબ રખડતી પ્રજાનો મળે છે, ભટકતી પ્રજાનો ખિતાબ નહિ હો! ભટકતી પ્રજા સાથે ભટકે સ્થળે સ્થળે! પણ કમાઈને કુટુંબ અને સાધન-સામગ્રીને સાથે લઈ ને જ ફરે, રખડતી પ્રજા તરીકેનો આ જીવ, ન કુટુંબ ન કમાણી, ન સાધન કશું જ સાથે લઈ જઈ શકે નવો જન્મ, નવો માલ, નવું કુટુંબ, નવો વ્યવહાર તમામ નવેસરથી! આ સ્થિતિ આજેજ છે, અહિ છે, એમ નથી પણ અનંતા જન્મથી છે આ સ્થિતિનો આત્માને જ્યારે ખ્યાલ આવે, આ ખ્યાલથી ખેદ થાય ત્યારે તેને (તે વાસ્તવિક ખેદને) શાસ્ત્રકારો 'નિર્વેદ' કહે છે આત્મામાં સમ્યક્ત્વ હોવાનું જણાવનાર આ ચિન્હ છે શરીરમાં વ્યાધિ છે કે આરોગ્ય તે ચહેરો કહી દે છે ચહેરા દ્વારા મનુષ્ય વ્યાધિગ્રસ્ત છે કે નિરોગી? તે તરત માલુમ પડે છે, નિર્વેદ પણ સમ્યક્ત્વને જણાવનાર લક્ષણ છે.

## 'સાચાને તેજ રૂપે માનવુ તે સમ્યક્ત્વ

સમ્યક્ત્વ વસ્તુ શી? સાચાને સાચા તરીકે જાણવુ, તે સમ્યક્ત્વ. વસ્તુને વસ્તુ સ્વરૂપે જાણવુ માનવુ તે સમ્યક્ત્વ વ્યવહારમા શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મને માનવું તે સમ્યક્ત્વ એવી વ્યાખ્યા છે શુદ્ધ એટલે સાચા એ જ અર્થ સમર્થ છે, છતાં એ વ્યાખ્યા વ્યવહાર ગણીએ તો ઉંડે ઉતરીએ તો 'સાચાને સાચા તરીકે માનવુતે સમ્યક્ત્વ' એ વ્યાખ્યા છે

મિથ્યાત્વનું લક્ષણ શું ? વ્યવહારથી કુદેવ, કુગુરૂ, કુધર્મને સુદેવ, સુગુરૂ, સુધર્મ માનવા, સુદેવ, સુગુરૂ સુધર્મને કુદેવ, કુગુરૂ કુધર્મ માનવા, જીવને અજીવ માનવો, અજીવને જીવ માનવો, એ માત્ર એટલી જ વ્યવહાર પૂરતી જ વ્યાખ્યાને પર્યાપ્ત માનીએ તો તો મિથ્યાત્વ માત્ર સંજ્ઞી પંચેન્દ્રિયમાં જ રહેશે અર્થાત્ માત્ર એમાં જ મિથ્યાત્વ મનાશે, બાકી એકેન્દ્રિય, વિકલેન્દ્રિયમાં તથા અસંજ્ઞી પંચેન્દ્રિયમાં પણ મિથ્યાત્વ મનાશે નહિ. જ્યારે મિથ્યાત્વ છે તો બધેય એ વ્યવહારૂ વ્યાખ્યા માનવાની તે ને રૂપે લઈએ તો માનવું એ તો મનનોજ ધર્મને ! અને તોમિથ્યાત્વ સર્વવ્યાપી છે, માટે શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજા એ મિથ્યાત્વનું 'તત્ત્વની અપ્રતીતિ' એવું લક્ષણ બાંધ્યું. નવે તત્ત્વોમાં એ લક્ષણ લાગું તત્ત્વમાં પ્રતીતિ નથી એ જ મિથ્યાત્વ. અતત્ત્વમાં તત્ત્વ તરીકે પ્રતીતિ એ જ મિથ્યાત્વ. વાચકવર શ્રી ઉમાસ્વાતિજી મહારાજે પ્રશમરતિમાં કહ્યું જિમાક્ષા૦ વગેરે.

## જૈનો સમકિતી શાથી ?

શ્રી જિનેશ્વર દેવે કહેલા તત્ત્વોને જે સ્વરૂપે બતાવ્યા છે તેને તે સ્વરૂપે જાણવાં, માનવાં, સદ્દહવા તે સમ્યક્ત્વ, દુનિઆમાં પદાર્થ છે તે તો છેજ, કોઇ માને કે ન માને તેથી તેમાં ફરક પડવાનો નથી જીવ છે તે કોઇ ન માને તો જીવ, અજીવ થવાનો નથી, અજીવ જીવ થવાનો નથી નાસ્તિક પાપ ન માને તેથી નહિ બંધાય ? જીવ, અજીવ પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ, માનો કે ન માનો, છે તે છેજ, પરલોક કોઈ ન માને તેથી જતો રહેવાનો ? આશ્રવને રસ્તે કર્મનું આગમન છે, તે કોઈ ન માને તેથી તે રસ્તે કર્મ નહિ આવે ? તાત્પર્ય કે પદાર્થ તો છે તે છે, કોઈ માને કે માને તેથી તેમાં ફરક પડવાનો નથી.

જીવ, અજીવ આદિ નવ તત્ત્વોને જેમ જૈનો માને છે, તેમ અજૈનો પણ માને છે નવે તત્ત્વોને જેમ જૈનો માને છે, તેમજ ઇતરો પણ માને છે, જેમ સમકિતી નવ તત્ત્વો માને છે, તેમજ મિથ્યાત્વીઓ માને છે, પુણ્ય, પાપ, જૈનો પણ માને છે, ઇતરો પણ માને છે, પુણ્ય પાપ આવવાના માર્ગો રોકવાના કારણો, નાશ કરવાના ઉપાયોને જૈનો-પણ માને છે, ઇતરો પણ માને છે, કર્મનો બંધ જૈનો પણ માને છે, ઇતરો પણ માને છે, જૈનો પણ મોક્ષ માને છે, ઇતરો પણ મોક્ષ માને છે ઇતરો કયું તત્ત્વ નથી માનતા ? જૈનો સમકિતી અને ઇતરો મિથ્યાત્વી શાથી ? આ વાત સમજવા જરા એક દૃષ્ટાંત વિચારવું પડશે.

**શબ્દથી નવે તત્ત્વોને જૈન-જૈનેતરો માને છે, પણ સ્વરૂપની માન્યતામાં મહાન્ ફરક છે**

ઝવેરી હીરાને કિંમતી માને છે, એને જોઈને પ્રસન્ન થાય છે, એની રક્ષા કરે છે, તિજોરીમાં સાચવીને રાખે છે, કોઈ લઈ જાય તો આઘાત થાય છે, એવી જ મમતા નાના બાળકને કાચના કકડા ઉપર હોય છે એ પણ કાચના કટકાને હીરો માને છે ચળકાટથી ખુશ-ખુશ થાય છે, પેટીમાં રાખે છે, કોઈ લઈ ન જાય તેની સંભાળ રાખે છે, કોઈ લઈ જાય તો રડે છે, પેટીને તાળું મારે છે, હવે એ બાલકને ઝવેરી ગણવો ? નહિ, કેમકે બાલક જેને હીરો કહે છે, એ હીરો જ નથી શબ્દથી હીરો ભલે કહે ! પણ માલ જ નથી, હીરાજ નથી જે જે આત્મામાં મહત્તા ન હોય **તેની મહત્તા માનનારની, તેને માટે મહેનત કરનારની પણ મહત્તા** ગણાય નહિ.

શબ્દ એક હોવાથી પદાર્થ એક હોય એમ નથી મધ્યાહ્ન એટલે દિવસનો મધ્યભાગ, મધ્યરાત્રિ એટલે રાત્રિનો મધ્યભાગ, 'મધ્યભાગ' શબ્દ તો બેય સ્થાને સરખો છે, પણ મધ્યાહ્નને સૂર્યનો કેવો

પ્રકાશ ? અને મધ્યરાત્રિએ કેવો અંધકાર ? 'મધ્ય' શબ્દ સમાન છતાં ફરક કેટલો ? તેજ રીતિએ શબ્દથી જીવાદિ તત્ત્વોને બધે ! ઈતરો પણ માને ! પરન્તુ મન્તવ્યના સ્વરૂપમાં મહાન્ અંતર છે. જીવ છે એમ જૈનો જૈનેતરો બંને બોલે છે, પણ જીવ કેવો ? જીવનું સ્વરૂપ શું ? એ માન્યતામાં વાંધો ! જૈનો જીવને કેવલજ્ઞાન સ્વરૂપ માને છે સ્વરૂપે તમામ જીવોને જૈન દર્શન સરખા માને છે સૂક્ષ્મ એકેંદ્રિયમાં સબડતો જીવ તથા શાશ્વત નિજગુણાનંદમગ્ન સિદ્ધનો જીવ, સ્વરૂપે ઉભય સરખા છે સ્વરૂપે સરખા ! માટે જ સરખા એવા જીવની પરિસ્થિતિનો ફેરફાર સૂચવવા જીવના બે ભેદ કહેવા પડયા કેવળજ્ઞાનાદિ ગુણમય સ્વભાવવાળા જીવના બે ભેદ છે એક સંસારી અને એક મેલો હીરો અને એક પહેલ પાડેલો, ચકચકાટ કરતો ચોખ્ખો હીરો નામથી બેય હીરા કહેવાય છે, છે બેય હીરા એમાં પણ ના નથી, પરન્તુ સ્થિતિમાં ફરક છે

સ્વરૂપે સરખા પણ !

એ જ મુજબ સૂક્ષ્મ એકેન્દ્રિયમાં રહેલા જીવોથી લઈને સિદ્ધના જીવો સુધી, તમામ જીવો જીવત્વના હિસાબે, વસ્તુસ્વભાવે, કેવલજ્ઞાનાદિ ગુણવાળા હોઈ સ્વરૂપે સરખા છે, પણ સંસારી જીવો મેલા હીરા જેવા છે, એટલે કર્મસહિત છે, સિદ્ધના જીવો કર્મ રહિત છે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અનંતવીર્ય સિદ્ધના જીવોમાં તથા સૂક્ષ્મ એકેંદ્રિયના જીવોમાંથી તમામ સંસારી જીવોમાં સમાન છે, પણ ફરક શુદ્ધિ-અશુદ્ધિનો છે એમ તો પત્થરના કકડા પણ ધોળા હોય, સાકરના કકડા પણ ધોળા હોય ! પણ અહિં એની વાત નથી અહિં તો મેલા તથા પહેલ પાડેલા હીરાની તુલના છે બેય હીરા, પણ હાલતમાં (દશામાં) ફરક છે.

" ભ્રમ-અસત્ય માટે પણ એમ માનવું ?

સમાધાન—જરૂર ! એ જીવ પણ છે તો કેવલજ્ઞાન સ્વરૂપ જ એના એ સ્વરૂપનો ઈન્કાર થઈ શકે તેમ નથી દરિયાના મહા સાગરના તળીયે રહેતાં હીરાનો-સુવર્ણનો ઉપયોગ કદી કદાપિ સહી ન થાય ! પણ તેથી તે હીરા એ હીરા નથી, કે સુવર્ણ એ સુવર્ણ નથી એમ તો ન જ કહેવાય

એ સ્વરૂપમા કેવલજ્ઞાન ન માનીએ તો કેવલજ્ઞાનાવરણીય આદિ શી રીતે મનાશે ? મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ તથા કેવલજ્ઞાનને આવરણ કરનાર કર્મ તો માન્ય છે ને ! તો સ્વરૂપમાં એ તે તે જ્ઞાન ન મનાય તો આવરણ કેમ મનાશે ?

તાત્પર્ય ભવ્ય હોય કે અભવ્ય હોય ! સમકિતી હોય કે મિથ્યાત્વી હોય ! સંસારી હોય કે મુક્ત હોય ! એકેન્દ્રિયમાં (સૂક્ષ્મમાં) હોય કે સિદ્ધિમા હોય ! જીવ જ્યા હોય ત્યા એટલે કે જીવમાત્રમાં કેવલજ્ઞાનાદિ સ્વભાવે તો છે જ, એટલે કે સ્વરૂપે તો તમામ જીવો સમાનજ છે ફરક હાલતનો છે જેમ ચોખ્ખો હીરો અને મેલો હીરો તેમ વિશુદ્ધ તથા અશુદ્ધ જીવ એ જ ફરક છે જેમ સિદ્ધના જીવોમાં કેવલજ્ઞાન, કેવળદર્શન છે તેમજ સંસારી જીવોમા પણ છે

તેથીજ શ્રી તીર્થંકર દેવની સ્તુતિમાં तिण्णाण, तारयाण (નમુત્થુણ મા) વગેરે કહ્યુ जिणाण जावयाणं, तिण्णाणं तारयाण, बुद्धाण बोहयाण, मुत्ताण मोअगाण કહેલામાં આવ્યું છે કે ભગવાન્ ! તમને નમસ્કાર ! ભગવાન્ કેવા ? રાગ દ્વેષને જીતનાર તથા જીતાવનાર, સંસાર-સાગરથી સ્વયં તર્યાં અને અન્યને તારનાર, સ્વયં બોધવાળા, બીજાને બોધ કરાવનાર, કર્મથી મુક્ત થયા, બીજાને મુક્ત કરાવનાર તાત્પર્ય કે પોતે તર્યા અને ભવ્યોને તારનાર પ્રભુને નમસ્કાર જીવમાં

કેવળ જ્ઞાનાદિ ગુણ મનાય તો જ પ્રભુને તારક-બોધક વગેરે કહી શકાય એ જીવમા તેવા ગુણો જ ન હોય તો પ્રભુ તારક કે બોધક શી રીતે થવાના ? એ જીવમા તેવા ગુણોને અભાવ હોય તો આવી સ્તુતિને અવકાશ જ નથી

મોક્ષમા તે ગુણો શાશ્વત ત્યારે જ મનાય કે જ્યારે આત્મામા તે ગુણો મનાય.

જીવને જ્ઞાન-સ્વરૂપ, જ્ઞાનાદિ ગુણવાળો કેવલ જૈન દર્શન જ જણાવે છે શૈવ, વૈષ્ણવ, નૈયાયિક સાંખ્ય, વૈશેષિકાદિ તેમ માનતા નથી ઈતરો જીવને જ્ઞાન સ્વરૂપ કે જ્ઞાન દર્શનાદિમય નથી માનતા તેઓ જ્ઞાન આવ્યું-ગયું માને છે, પણ માલીકીનું માનતા નથી, મ્હેમાન રૂપ માને છે, જ્યારે જૈન દર્શન તો જીવની માલિકીનું જ્ઞાન માને છે દીવા અને અગ્નિના પુદ્ગલો ભિન્ન નથી, હજી કહી તેજ-પ્રકાશ ભિન્ન હોય ! પણ દીપક અને તેમાના અગ્નિના પુદ્ગલો તો અભિન્ન જ છે એજ રીતિએ જીવ જ્ઞાન સ્વરૂપ જ છે, જીવથી જ્ઞાન ભિન્ન નથી જ્ઞાન ભાડુતી છે એમ નથી જીવને જ્ઞાનાદિ ગુણ સ્વરૂપ માન્યો તો મોક્ષે ગયા એમ માની શકાય મોક્ષમાં જીવને અનત કેવલ જ્ઞાન, અનત કેવલ દર્શન, અનતવીર્ય, અનત સુખ, જૈનો માને છે सव्वण्णूण, सव्वदरिसीण આદિ પદોને વિચારી જુઓ ! अप्पडिहयवरनाण दसणधराण 'અપ્રતિહત જ્ઞાનદર્શન ધરનાર,' નમસ્કાર કરતી વખતે પ્રથમ આ વિશેષણ વાપર્યું છતા ફરીથી जिणाणं આદિ તથા सव्वण्णूणं આદિ વિશેષણો શાથી ? તે વિચારો ! પ્રથમથી धम्मवर चाउरतचक्कवट्टीण સુધીના પદો સસારી અવસ્થાનાં છે, सव्वण्णूण થી શરૂ કરીને ठाण संपत्ताणं સુધી પદો મોક્ષાવસ્થાને અગે છે પ્રથમના વિશેષણો ભવને અગે અને सव्वण्णूणं વગેરે વિશેષણો

મોક્ષાવસ્થાને ઉદ્દેશીને છે મોક્ષે ગયા તેમને નમસ્કાર 'સર્વ' જાણનાર, સર્વ દેખનાર, સર્વ ઉપદ્રવ રહિત, અચલ રોગરહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ, જ્યાંથી ફરી પુનરાગમન નથી એવી સિદ્ધિ ગતિને પ્રાપ્ત કરનાર, ભયોને જીતનાર, શ્રી જિનોને નમસ્કાર થાઓ' જીવમા કેવળ જ્ઞાનાદિ ગુણ સ્વભાવે મનાય તો જ મોક્ષમા તે ગુણો શાશ્વતરૂપે મનાય.

વૈશેષિક, નૈયાયિક આદિ ઇતરો મોક્ષ કેવો માને છે? જ્યાં જ્ઞાન નથી, સુખ નથી એવું સ્થાન, તે મોક્ષ એમ તેઓ માને છે એમનો માનેલ મોક્ષ એટલે જ્ઞાન શૂન્યાવસ્થા, સુખ શૂન્યાવસ્થા મોક્ષમા ન તો સુખ, ન તો જ્ઞાન, આવું તે લોકોને તેથી જ માનવુ પડે છે કે જ્યારે જીવમાં જ્ઞાન, દર્શન, સુખ વગેરેને ભાડની માન્યાં છે, પોતાની માલિકીનાં એટલે કે સ્વભાવરૂપે, ગુણરૂપે નથી માન્યાં

જૈનો જીવને આ સ્વરૂપે માને અને ઇતરો ન માને તેમાં કોઈ જીવ સ્વરૂપમા ભેદ પડવાનો નથી સ્વરૂપ તો જે છે તેજ રહેવાનું છે ઇતરો 'જીવ નથી' એમ માને તેથી જીવ ચાલ્યો જતો નથી અને જૈનો 'જીવ છે' એટલે જીવ એકના બે થતા નથી, કે જીવ સવાયો થતો નથી, કે જીવના સ્વરૂપમા કાઈ અધિકતા આવતી નથી. જીવમાં જે ગુણો છે તે કોઈ ન માને તેથી તે ગુણો ચાલ્યા જતા નથી અને જે કોઈ માને તો તે ગુણો છે તેથી બેવડાવાના નથી જીવમાં જે ગુણો સ્વરૂપે છે તેજ રહેવાના છે ચાહે માનો કે માનો! એજ પ્રમાણે તમામ તત્ત્વમાં સમજી લેવું તાત્પર્ય એ છે કે જીવને જ્ઞાનાદિ સ્વરૂપે સમજે-માને, તો તે સ્વરૂપ પ્રગટાવવા પ્રયત્ન કરે, પણ જે તેવો માને જ નહિ તે તે દિશામાં ઉદ્યમ જ કયાંથી કરે? એને પ્રયત્નની ઇચ્છા જ ન થાય તો પ્રયત્ન તો થાય જ કયાંથી?

**જ્ઞાન મન્તવ્યનો ક્રમ**

જીવના જ્ઞાનાદિ ગુણમા જે જ્ઞાન તેના જૈન દર્શને પાચ ભેદ કહ્યા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન મન પર્યવજ્ઞાન તથા કેવલજ્ઞાન બીજાઓમા ભેદના નામો પ્રત્યક્ષ, પરોક્ષ, અનુમાન, ઉપમાન એમ રાખ્યા

**ઇંદ્રિયદ્વારા થતુ જ્ઞાન તે પ્રત્યક્ષ અને ઇંદ્રિય સહાય વિના થતુ જ્ઞાન પરોક્ષ.**

જીવ પહેલો ક્ષયોપશમ શાનો મેળવે ? શરીરવાળો જીવ દેખાય છે પણ શરીર વગરનો જીવ જોયો ? શરીર અને જીભ વાળો જીવ દેખાય પણ જીભ હોય અને શરીર ન હોય એવો જીવ જોયો ? શરીર, જીભ, અને નાકવાળો જીવ હોય પણ શરીર જીભ ન હોય અને નાક હોય એવો જીવ જોયો ? શરીર, જીભ, નાક અને નેત્રવાળો જીવ હોય પણ શરીર, જીભ, નાક ન હોય અને નેત્રવાળો જીવ જોયો ! શરીર, જીભ, નાક, નેત્ર અને કાન વાળો જીવ જોયો પણ શરીર, જીભ, નાક અને નેત્ર ન હોય અને કાન હોય એવો જીવ જોયો ? ફરીથી ! જીભ ન હોય અને શરીર હોય અવો જીવ હોય પણ શરીર વિના જીભવાળો જીવ જોયો ? શરીર તથા જીભ હોય અને નાક હોય તેમ બને પણ નાક હોય અને શરીર તથા જીભ ન હોય એમ બને ? શરીર, જીભ, નાક હોય પણ નેત્ર ન હોય તે બને પણ નેત્ર હોય અને શરીર, જીભ, નાક ન હોય તેમ બને ? શરીર, જીભ નાક, ચક્ષુ વાળો જીવ કે જેને કાન ન હોય તે બને પણ શરીર પણ શરીર, જીભ, નાક, ચક્ષુ ન હોય અને કાન ધરાવે તેવો જીવ કદી જોયો ? આનુ કારણ ?

જગતની સ્થિતિ તપાસો !

આગ લાગે ત્યારે પહેલા ઘાસ બળે, પછી ઝાડીઆ બળે, પછી છાણા બળે પછી લાકડા, કોલસા બળે. ઘાસ સ્હેલાઈ થી બળે, આગ એને તરત બાળે, ઝાડીઆ બળતા વાર લાગે, તેથી છાણા બળતા વધારે વાર લાગે અને તેથીયે વધુ વખત લાકડાં કોલસા વગેરેને બળતા વાર લાગે છે તેજ રીતે સ્પર્શ વિષયનો ક્ષયોપશમ્ જીવને પ્રથમ થાય છે સ્પર્શને દ્રિયવાળો જીવ તે એકેન્દ્રિય એથી અનતગુણો ક્ષયોપશમ થાય, અનતગુણી પુણ્યાઈ વધે ત્યારે રસ-વિષય જ્ઞાન કરવાના સાધનની એટલે કે જીભની પ્રાપ્તિ થાય એ જીવનનુ નામ, બેઇન્દ્રિય એથી અનંત ગુણા ક્ષયોપશમે-અનતગુણી પુણ્યાઈએ ગધ જાણવાનુ સાધન નાસિકા મળે એ મળે એટલે એના યોગે જીવ તેઇંદ્રિય કહેવાય એથી અનતગુણા ક્ષયોપશમે અનતગુણી પુણ્યાઇએ વર્ણ જાણવાનું સાધન ચક્ષુ મળે એ મેળવનારને ચઉરિન્દ્રિય કહેવાય એથી અનતગુણા ક્ષયોપમે-અનતગુણી પુણ્યાઈ એ શબ્દ ગ્રહણ કરવાનુ સાધન-કાન મળે, એ મેળવનાર જીવને પચે દ્રય કહેવાય પચેન્દ્રિય અસજ્ઞી પણ હોય એથી અનતગુણા ક્ષયોપશમે, અનત ગુણી પુણ્યાઇએ વિચાર કરવાનુ સાધન મન મળે, પાચ ઈન્દ્રિય અને મન મેળવનાર સજ્ઞી પચેન્દ્રિય કહેવાય સજ્ઞી પચેન્દ્રિય જીવ કેટલી ઉચી સ્થિતિનો છે ? એ બરાબર ખ્યાલમાં લેજો. અનત ગુણા ક્ષયોપશમે ઇન્દ્રિય પચક તથા મન મળે છે

આથી સ્હેજે સમજાશે કે પચેન્દ્રિયના વધથી નરક કેમ કહી ? શાસ્ત્રમા નરકના ચાર દ્વાર કહ્યા છે ૧ મહારભ ૨ મહા પરિગ્રહ ૩ માંસાહાર ૪ પચેન્દ્રિયવધ, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય જીવ પણ જીવ તો છેજ, સ્વરૂપે બધા જીવ

સરખા કહ્યા, પણ ૫ ચેન્દ્રિય વધથી નરક કેમ? કારણ એ જ કે અસંજ્ઞીએ પાંચ અને સંજ્ઞીએ જે છ શક્તિ અનંતા ક્ષયોપશમે મેળવી હતી તેનો નાશ કર્યો, એ જીવને ભયંકર નુકશાન કર્યું. પંચેન્દ્રિય વધ કરનારને નરક આથી કહી છે

## શ્રાવકની પ્રથમ વ્રતની પ્રતિજ્ઞા

શ્રાવકને પ્રથમ વ્રત ઉચ્ચરવામાં પ્રતિજ્ઞા કેટલી? "હાલતા ચાલતા જીવને **નિરપરાધીને, જાણી જોઈને, નિરપેક્ષપણે મારૂં નહિ.**" ઉપલક રીતિએ આ પ્રતિજ્ઞા કેમ જ લાગે ? ત્રસ જીવોની સંખ્યા કેટલી અને સ્થાવર જીવોની સંખ્યા કેટલી. સ્થાવર જીવો એટલે એકેન્દ્રિય જીવો. પૃથ્વીકાય, અપ્પકાય, તેઉકાય, વાઉકાય, સૂક્ષ્મ બાદર વનસ્પતિકાય વનસ્પતિમાં પ્રત્યેક, સાધારણ સૂક્ષ્મ બાદર અસંખ્યાતા ગોળા, એકએક વિભક્તિએ અસંખ્યાત નિગોદો નિગોદનું સ્વરૂપ (આહાર) ચડ-ઉતરનો અવગાહના ગોળ અને એક એક નિગોદમાં અનંતા જીવો એક અનંતનો ભાગ પણ ત્રસમાં નથી પ્રતિજ્ઞા માત્ર ત્રસની છે દ્રષ્ટિવાળો તો કહી દે કે આ પ્રતિજ્ઞા કેવી? એક નિગોદના જીવોની સંખ્યાના અનંતમા ભાગે રહેલા ત્રસ જીવો માટે, 'ન મારૂં' એવો નિયમ બાકીના આટલા બધાની છૂટ! આ તો **"સોયની શાહુકારી અને ગાડીની ચોરી જેવો ન્યાય જણાય"**

એક માણસે 'ચોરી ન કરવી' એવો નિયમ લીધો હતો તેમા માર્ગમાં પડેલી ચીજને અંગે એવી મર્યાદા રાખી હતી કે 'પડેલી ચીજનો માલિક ન મળે તો લેવી' પ્રતિજ્ઞા કેવી સીધી હતી? વિધિમા કાંઈ વાંધો છે? ઝવેરીએ કિંમતી ઝવેરાત પણ બાંધે છે ચીંથરામાં, આ માણસને માર્ગમાંથી ઝવેરાતની નાની પોટલી-ઝડઠી મળી. હવે શું થાય? મન ખળભળ્યું પ્રતિજ્ઞા પણ પાળવી છે અને

પદાર્થ પણ પચાવવો છે! આજુબાજુ નજર કરી એટલે એક સોય દેખાણી, ઉચકી લીધી પછી પેલી ગડડીને રાખી બગલમાં અને સોયને હર કોઈ જોઈ શકે એમ હાથમાં રાખી, બધે ફરતો ફરતો બૂમ મારવા લાગ્યો 'કોઈની સોય, કોઈની ગડડી?' તેમાં 'કોઈની સોય' નો મોટેથી બોલવો અને 'કોઈની' ગડડી 'એકદમ ધીમેથી બોલવો? સોયનો ધણી કોણ થાય? આ પ્રતિજ્ઞાપાલન કેવું?

તાત્પર્ય કે શ્રાવકની પ્રથમ વ્રતને અંગે, પ્રતિજ્ઞા આટલી મોટી સ્થાવર જીવોની સંખ્યાને અંગે નહિ અને માત્ર ત્રસ જીવો પુરતી, ઉપર કહી ગયા તેવી પ્રતિજ્ઞા કેવી! એ તે પ્રતિજ્ઞા છે! આવું ઉપલકીયા રીતે જોનારને લાગે, પણ જીવની સંખ્યા પર દ્રષ્ટિ કરનારે એ દ્રષ્ટિને જીવની શક્તિ તરફ લઈ જવી હમણાં જણાવી ગયા તેમ એકેન્દ્રિયથી એક પછી એક અનંતગુણા અનંતગુણા ક્ષયોપશમે ત્રસપણું મળે છે એ અનંતશક્તિનો નાશ ન થાય માટે પચ્ચક્ખાણ ત્રસ માટેનું રાખ્યું તેથી બીજાને માટે છુટ એમ નહિ ગૃહસ્થ માટે પચ્ચક્ખાણની મર્યાદા શકય રાખી.

## મોક્ષ માટે પ્રયત્ન થાય કયારે?

છ પ્રકારના ક્ષયોપશમમાં પ્રથમ સ્પર્શનનો ક્ષયોપશમ છે માટે હવે સમજાશે કે પ્રથમ મતિજ્ઞાન છે દરેક ઇન્દ્રિયમાં મતિજ્ઞાન પછી શ્રુતાદિ ક્રમ છે. ઇતરોમાં પ્રત્યક્ષ, પરોક્ષ અનુમાન, ઉપમાન, આગમ એ નામો જ્ઞાન માટે રાખ્યા પણ કોઈ ક્રમ કે હેતુ નથી અહિ ક્રમનું, ક્ષયોપશમનું જ્ઞાન જણાય તો આવરણ મનાય, આવરણ રોકવાના ઉપાયો થાય જ્ઞાનને અંગે ક્રમ ન મનાય, ક્ષયોપશમાદિ ન મનાય તો તેને અંગેના પ્રયત્નો શી રીતે થાય?

તાત્પર્ય કે ઈતરો જીવને જ એ, જ્ઞાનાદિ ગુણ ન માને, જ્ઞાનાવરણીયાદિની કર્મ સ્થિતિ ન માને પછી કર્મના ક્ષય, ક્ષયોપશમ માટે ઇચ્છા કે પ્રવૃત્તિ કરે જ ક્યાંથી ? અને આથી મેળવેલ મતત્વમાં પણ ખખડકો જ વાળે ને ?

મતિજ્ઞાન પછી શ્રુતજ્ઞાન જેનાથી દૂર રહેલા પદાર્થો ઇન્દ્રિયથી દેખાય તે અવધિજ્ઞાન, મતિ તથા શ્રુતથી આ શક્તિ વધારે આખા મનુષ્યલોકમાના મનુષ્ય-તિર્યંચાદિના વિચારો (મનના) જેવી જણાય તે મનઃપર્યવજ્ઞાન, જેનાથી સર્વ જીવોના સર્વ કાળના, સર્વ ક્ષેત્રના સર્વ ભાવ જણાય તે કેવળજ્ઞાન-આ બધુ મનાય તો તે માટે પ્રયત્ન થાય પણ માને નહિ એ પ્રયત્ન કરે શી રીતે ? આથી વાચકવર શ્રી ઉમાસ્વાતિજી મહારાજે પ્રશમરતિમા કહ્યુ "શ્રી જિનેશ્વરદેવે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, નિર્જરા, બધ, મોક્ષ, આદિ તત્ત્વોને જે રીતે કહ્યા છે તે રીતે માનવુ તે સમ્યક્‌ત્વ." હરિભદ્ર સૂરીશ્વરજીએ મિથ્યાત્વના લક્ષણમા 'તત્વની અપ્રતીતિ તે મિથ્યાત્વ.' એમ કહ્યુ.

## પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા

આ બધુ બરાબર સમજાશે ત્યારે 'પચ્ચક્ખાણ' શા માટે ? તે સમજાશે પચ્ચક્ખાણ શબ્દ જૈનોમાં નાના મોટા બધાને પરિચિત છે

આ જીવને અનાદિથી ઇન્દ્રિયોના વિકારો, મનના આવેશો તથા ઔદયિક પાપપ્રવૃત્તિઓ એટલે અઢાર પાપસ્થાનકો સસારમા રખડાવે છે, જીવના ગુણોનો ઘાત કરે છે માટે પ્રથમ તે પ્રતિકૂલ કારણોને પ્રતિકૂલ થવુ એ જણાવવા પ્રતિ ઉપસર્ગ પ્રથમ રાખ્યો પચ્ચક્ખાણને સસ્કૃતમાં પ્રત્યાખ્યાન કહે છે તેમા પ્રથમ પ્રતિ ઉપસર્ગ છે પ્રતિ ઉપસર્ગ પછી આ ઉપસર્ગ મર્યાદા

સૂચક છે પ્રતિકૂલ ખનવુ, પણ કોનાથી ? આ માટે મર્યાદાની જરૂર છે પાણી દયરાને પણ પૂએ છે, સુખડને પણ ઘોઈ નાખે ને ! ત્યારે પ્રતિકૂલ કોની સાથે થવાનું ? ઇંદ્રિઓના વિકારો, મનના આવેશો, અઢાર પાપ પ્રવૃત્તિઓનો સામનો કરવાનો છે આત્મા ગુણોથી પ્રતિકૂલ થવાનુ નહિ આથી એમ સૂચવાય છે કે પ્રતિકૂલતા પણ મર્યાદા મુજબ કરવાની છે પછી ત્યાગ એટલે કથન જાહેર રીતિએ ગુરુ સમક્ષ પ્રતિજ્ઞા કરવી તે, આ ત્રણ થાય ત્યારે ખને પ્રત્યાખ્યાન મનન નહિ અને કથન શા માટે ? પ્રત્યામનન નહિ પ્રત્યાખ્યાન શા માટે ? પ્રતિજ્ઞાનો આધાર કથન પર છે, માટે પ્રત્યાખ્યાન

એક માણસે પર્વ દિવસે એક હજાર રૂપીઆ ગરીબોને આપવા નિર્ણય કર્યો પર્વ દિવસ આવ્યો, તેણે ચોપડામાં હજાર રૂપીઆ ખર્ચ ખાતે લખી પણ નાખ્યા, ખિસ્સામા લઈને નીકળ્યો, માર્ગમા જે મળે છે તેને આપે પણ છે ત્રણસો ચારસો રૂપીઆ વહેચ્યા એવામાં અનાયાસ માર્ગમા પડી ગયો, મરી ગયો એ ખિસ્સાના રૂપીઆ કોના ? કાયદાની દૃષ્ટિએ એ રૂપીઆ વારસના જ એના વારસો એ રૂપીઆ લે એમા કોઈથી વાંધો લઈ શકાય નહિ વારસને લાગે કે 'એ ધર્મ કરવા નીકળેલા, અને કામ અધુરૂ રહ્યુ માટે પુરૂ કરવુ જોઈએ' એમ વિચારી વાપરે એ વાત જુદી ! હજાર વાપરવા એ એની જાહેરાત નહોતી મનનો વિચાર હતોને ? તમે પચ્ચક્ખ઼ાણને અને વ્યવહારમા શી રીતે વર્તો છો તે તપાસો ઉપવાસ કરવાનો વિચાર થયો હોય, પચ્ચક્ખાણ ન લીધુ હોય, દશબાર વાગ્યા, ભૂખ લાગી, આંખે તમ્મર આવ્યા, સહેજ વિચારો કે 'ક્યા પચ્ચક્ખાણ લીધુ છે ?' અને 'પચ્ચક્ખાણ' લીધુ હોય તો તોડો ? નહિ જ પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા સામાયિક કે પોસહમા બેઠા પછી, ઉચ્ચર્યા પછી ગમે તેવુ કામ

હોય તો કહી દેવાય છે કે 'આજ તો પ્રતિજ્ઞા જ છે ન હોય તે કાલે!' તાત્પર્ય કે વાત ભાવથી બંધનનો વ્યવહાર નથી, બંધન પ્રતિજ્ઞાથી જ છે. વિધિપૂર્વક ગુરુ સમક્ષ કથન તેનું નામ પ્રતિજ્ઞા એટલે ધ્યાન

આટલે પહોંચ્યા પછી પણ પાચમી કતારથી સાવચેતી છે કર્મરાજાની મોહરૂપી પાચમી કતાર અગીઆરમે ગુણસ્થાનકેથી આત્માને ઠેક નીચે ગબડાવે છે

આથી શાસ્ત્રકાર મહારાજાએ પચ્ચક્ખાણના બે ભેદ કહ્યા

૧ દ્રવ્ય પચ્ચક્ખાણ જેમા કર્મ રાજાની મોહ રૂપી પાચમી કતાર ભળી હોય તે

૨ ભાવ પચ્ચક્ખાણ જેમા કર્મ રાજાની મોહ રૂપી પાચમી કતાર ન ભળી હોય તે

હવે દ્રવ્ય પચ્ચક્ખાણ તથા ભાવ પચ્ચક્ખાણના વ્યુત્પત્યથી શુ ? ભેદો કેટલા ? વગેરે અગ્રે વર્તમાન

માર્મિક ઉપદેશ

અવરો ण णिंदियव्वो पसंसिअव्वो कयावि ण हु अप्पा।
समभावो धायव्वो, बोहस्स रहस्समिणमेव ॥

પારકાની નિંદા કરવી નહિ, પોતાની કદી પણ પ્રશંસા કરવી નહિ, સમભાવ સદા જાળવી રાખવો એ જ ખરેખર જ્ઞાનનું રહસ્ય છે

આત્માવબોધકુલક ગા ૪૦



# વ્યાખ્યાન ૬

प्रव्यतो भावतश्चैव, प्रत्याख्यान द्विधा मतम् ।
अपेक्षादिरत ह्याद्य-मतान्यच्चरम मतम् ॥ १ ॥

હારિ૦ અ૮ ૮ શ્લો૦ ૧

## આપત્તિના કારણની શંકા હોય તો પણ સાવચેતી તો રાખવી જ જોઇએ

**જીવનું ભ્રમણ**

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ભવ્ય જીવોના ઉપકારાર્થે અષ્ટકપ્રકરણની રચના કરતાં થકા પ્રત્યાખ્યાનાષ્ટકમાં ફરમાવે છે કે આ જીવ અનાદિકાલથી જન્મ મરણની પરંપરા વડે રખડયા જ કરે છે. બીજ અને અંકુરાની પરંપરા જેમ અનાદિ છે, તેમ જન્મ તથા કર્મની પરંપરા પણ અનાદિની છે જૈનો તેમજ જૈનેતરો બીજાંકુરના ન્યાયે થતી જન્મ તથા કર્મની પરંપરાથી સૃષ્ટિ અનાદિ માને છે. અર્થાત્ ઉત્પત્તિ અને પ્રલય બંને પણ અનાદિની માન્યતામાં ભેદ નથી.

કમનસીબ દશા

આ જીવ ચારે ગતિમાં અનાદિથી પરિભ્રમણ કરે છે, એટલે કે જન્મ તથા કર્મની પરંપરા પ્રવર્તાવે છે આ રીતિએ જીવ એકેન્દ્રિયાદિ ગતિમાં રખડપટ્ટી કર્યાજ કરે છે, દરેક ભવમાં મેળવવું અને મેલવું એ જ કાર્યક્રમ ચાલુ છે મેળવવાની મહેનત વગર આ જીવ કદી પણ રહ્યો નથી કોઈ ભવ એવો નથી કે જેમા આ જીવે મહેનત ન કરી હોય! ઉદ્યમ ન કર્યો હોય! પ્રવૃત્તિ ન કરી હોય! આ સંસારમાં એવો જીવ તો એક જ છે કે જે મોક્ષના દ્વાર સમાન ચૌદમે ગુણસ્થાનકે ઉભેલો છે, જેને અયોગી કહેવામાં આવે છે ફકત એના જ મન, વચન, કાયા કામ કરતા નથી. એ વગર તો તમામ જીવો પ્રયત્ન કર્યા જ કરે છે પણ પરિણામ શું? મેળવ્યુ ને મેલ્યુ, મેળવ્યું ને મેલ્યું, એ જ ને!

ભટકતી જાત તો ભટકે ભલે! પણ ધન, ધાન્ય, કુટુંબ, સાધન-સામગ્રીને સાથે જ લઈ જાય છે, જ્યારે આ જીવ કશું જ સાથે લઈ જઈ શકતો નથી આંતર સંબંધવાળાં શરીર, ઇંદ્રિય, વિષયો તથા બાહ્ય સંબંધવાળો કંચન, કુટુંબ, કાયા, કામિની આ સર્વેય મેળવે છે, પણ છેલ્લે અહિં જ મુકીને ચાલી નીકળે છે 'આથી આ જીવ ભટકતી જાતથી પણ બદતર એટલે કે વિચિત્ર એવી રખડતી જાતનો છે આ છે આપણી કમનસીબ દશા!!!

આશ્ચર્યની વાત!

આશ્ચર્ય છે કે અનાદિથી દરેક ભવમાં પ્રયત્ન ચાલુ છતાં પરિણામે નિષ્ફળતા જ! એક પણ પ્રયત્ન સફલ નહિ, એ સહન કેમ થાય છે? વિદ્યાર્થી વાંચવાની મહેનત કરે આખી રાત જાગી-

શંકાનુ કામ

વિચક્ષણ પુરૂષો–ડાહ્યા મનુષ્યો તો શંકાને સ્થાન હોય ત્યાં પગ પણ ન મૂકે અનર્થની શંકા પણ હોય તેવાં કારણોનો ત્યાગ કરે ઓરડામાં સાપ હોવાની શંકા થાય તો દીપક વિના પગ મૂકો ખરા? આપત્તિના કારણની શંકા હોય તો પણ સાવચેતી રાખવી જ જોઈએ.

તપ-ત્યાગ વૈરાગ્ય સામે દુનિયા સ્હેજે ઝુકે છે.

જેઓ પરલોક નથી માનતા! સ્વર્ગ નથી માનતા! નરક નથી માનતા! તેઓ માનનારાને કહે છે કે "તમે લોકો પરલોકની આશાએ ઇંદ્રિયોના રમ્ય વિષયોનો ત્યાગ કરો છો! ખાનપાન છોડી તપશ્ચર્યાદિ કરો છો! કષ્ટ વેઠો છો! એ બધુ જો પરલોક નહિં હોય તો શું કરશો?" પરલોકને માનનારા એને શું કહે? એના ઉપર એક દૃષ્ટાંત છે

એક શહેર નજીક એક મહાત્મા પધાર્યા તેઓ શહેર બહાર કાયોત્સર્ગમાં ઉભા રહેતા અને આતાપના લેતા હતા. આ જોઈને લગભગ તમામ નાગરિક, નરનારીઓ, નાના-મોટાઓ ઉલ્લાસભેર તેમનાં દર્શને જાય છે

દુનિયા સ્હેજે ત્યાગ તરફ ઝુકે છે ત્યાગી તરફ–તપસ્વી તરફ ઝુકવાનું સહજ બને છે તમારા સંયમીઓ માટે ઇતરો પણ સાંભળે છે કે, "પૈસા રાખે નહિ, ઉઘાડા–પગે ઉઘાડા–માથે રહે, વિહાર કરે, લોચ કરે, જ્ઞાનાધ્યયનાદિ કરે, જ્યાં ત્યાં ફરે નહિ, અભિગ્રહ તપશ્ચર્યાદિ કરે," ત્યારે ભલે! માનતા નથી! છતાં કહી દે "જબરો તમારો ધરમ! ધન્ય તમારા ત્યાગી!" ત્યાગ, તપનો પ્રભાવ એવો છે! કે ત્યાં મતનો વાડો પણ રહેતો નથી. મત-મતાંતરને ભૂલી જઇને ગમે તે મતનો માનવી ત્યાગી

વૈરાગી તપસ્વીની પ્રશંસા કરવા લાગી જાય છે ક્રિશ્ચિયન હોય અગર ઇતર કોઇ પણ હોય છતાં જૈન સાધુની જૈન તપની પ્રશંસા સ્હેજે શાથી કરે છે ? તપ–ત્યાગ પાસે મતનો આગ્રહ રહતો નથી.

**સંયમ, ત્યાગ, વૈરાગ્યની કિંમત ચોથા આરામાં વધારે કે આજે?**

જૈનશાસન ત્યાગ–વૈરાગ્ય ઉપર તો ટકયું છે. કોઇ કહેશે કે, "ભગવાનના વખતમા એટલે ચોથા આરામા તો ત્યાગ વૈરાગ્ય કે સાધુ હોવાની વાત ખરી! પણ આજે એવું શું છે? આજે એવા સાધુઓ કયા છે? કે જેની કિંમત ગણાય?" તત્ત્વ તો એ છે કે, પાચમા આરાના સાધુપણાની કિંમત પાસે ચોથા આરાના સાધુપણાની કિંમત કોડીની ય નથી " ચમકશો નહિ! રહસ્ય લક્ષ્યમા લેજો! ફલની વાત જૂદી! એ આરાના સાધુઓ મહાપુરૂષો જરૂર! એમને ફલ મળતું અને મળ્યુ એ જરૂર! પણ એ વખતે સાધુપણું સ્હેલુ હતુ, આજે મુશ્કેલ છે

ચોથા આરામા સુખના સાધનો શ્રીમંતોને ત્યાં ખધાયેલા હતા, આજે તેમ નથી તે વખતે અમેરિકા કે પરદેશની ફલ, વસ્ત્ર વગેરે બહુમૂલ્ય ચીજો રાજા–મહારાજા–શ્રીમંત જ ભોગવી શકે, વાપરી શકે, અને આજે મજુર પણ ખરીદી કરી શકે, વાપરી શકે આજે દરેક સુખ સાધનો સસ્તાં છે–સ્હેલા છે તે વખતે મુસાફરી કેટલી મુશ્કેલ? અને આજે? જલ, સ્થલ અને આકાશમા પણ મુસાફરી કરો! આવા વખતમા ત્યાગના પરિણામ આવવા કેટલા મુશ્કેલ? આજે તો ત્યાગ દુષ્કર છે. તે વખતે ત્યાગ સ્હેલો હતો નાત, સંઘ દેશ, કોમના એ વખતે બંધારણો મજબૂત હતા. આજે તમામ બંધારણો કાચા છે તેવા વખતમા

ત્યાગના પરિણામ આવે-ટકે એ કેટલું બધું કઠિન છે ? પ્રાચીન કાળમા દેશ, સઘ, જ્ઞાતિનાં બધારણ મજબૂત હતાં, કરાતા ધર્માનુષ્ઠાનનું ફલ પણ પ્રત્યક્ષ હતું, જ્યારે આજે તો બધારણ કાચા અને ફળ પણ માત્ર શ્રદ્ધાગમ્ય છે, તેવા વખતમાં ત્યાગ, સયમ અતિદુષ્કર છે

ચડકોશીઆને ઉદ્ધારવા ભગવાન પોતે ગયા.

ચોથા આરામાં કેવલજ્ઞાની, મન પર્યવજ્ઞાની, અવધિજ્ઞાની હાજર હતા ધર્મનું ફલ પ્રત્યક્ષ દેખાતુ દેવો લાખોની સભામાં દેખાતા આજે એક દેવ દેખાય છે ? તીર્થંકરોની સભામા આવતા દેવો તથા તિર્યંચોના પૂર્વભવો જણાતા, ધર્મ અધર્મનું ફળ પ્રત્યક્ષ દેખાતુ, આજે એવા સયોગો છે કયા ? તે વખતે ઉપકારી ઉપકાર કરવા પોતે જતા હતા

ચડકોશીઆનુ દૃષ્ટાત વિચારો પોતાના પગતળે દેડકું કચરાઈ ગઈ છે, જાણીને નહિ, અજાણતાં ! છતાં શિષ્યે પ્રતિક્રમણ વખતે આલોયણની યાદ આપી તેમાં ક્રોધ આવ્યો શિષ્યે પણ ' તમે જાણીને દેડકી મારી ' એમ નથી કહ્યું, અજાણતાં દેડકી પગ તળે આવી, મરી ગઈ, એની આલોયણનું કહ્યું છે. છતાં એ સાધુએ ક્રોધ કર્યો સાધુ જેવો તેવો નહોતો મ.સક્ષમણે કરનારો સાધુ હતો ક્રોધ કર્યો, શિષ્યને મારવા દોડયો પરિણામ શું આવ્યુ ? થાભલે ભટકાણો અને પોતે મરણ પામ્યો, મરીને દૃષ્ટિવિષ સર્પ થયો કેવા સ્થલે ઉત્પન્ન થયો ? અને કેવો સર્પ થયો ? દૃષ્ટિવિષ સર્પ એટલે દૃષ્ટિથી વિષની જ્વાલા ફેંકનારો અતિ ભયકર સર્પ થયો, ક્રોધ ઉપર કાબુ ન રાખવાના પરિણામે ક્રોધ ઉપર કાબુ ન રહી શકે તેવી જાતિમાં ઉત્પન્ન થયો ક્યાં ઉત્પન્ન થયો ? જગલમા ઘોર જગલમા કે જ્યાં

મનુષ્યોની અવરજવર નથી, એના ઉપજવાથી તો ત્યા મનુષ્યોની અવરજવર બિલકુલ બધ થઈ ગઈ કોઈ ભૂલે ચૂકે જાય ! તો પણ લોકો દૃષ્ટિવિષ ચડકોશીયા સર્પની વાત કરી રોકતા હતા એ સર્પની ખ્યાતિ વધતી ગઇ, અને મનુષ્ય તો શુ ? પણ એ વનમા પશુ પખીની પણ અવરજવર ન હોતી

ભગવાન્ શ્રી મહાવીર દેવ એને પ્રતિબોધ કરવા જાતે ગયા બધાએ વાર્યા છતા પોતે ત્યાં ગયા અને એના જ દર પાસે ઉભા રહ્યા, પેલો સર્પ દરથી બહાર નીકળ્યો અને જ્વાલા ફેકી, એક વાર બે વાર ત્રણ વાર ફેકી ત્રણ ત્રણ વખત જ્વાલા ફેકયા છતા ભગવાનને અડગજ જોયા, જોયુ કે પોતાની દૃષ્ટિની લેશ પણ અસર થઈ નથી ત્યારે તે નવાઈ પામ્યો પછી વિચાર્યું કે 'આજે મારી દૃષ્ટિનુ હથીઆર બુઠ્ઠુ થયુ ગમે તે કારણે વ્યર્થ ગયુ ! પણ ફિકર નહિ, મારૂ દાઢનુ અમોઘ હથીયાર તો મોજુદ છે ને ?'' તરત તેણે ડખ દીધો લોહી નિકળ્યુ ઝેરીલાપણે ડખ દેનારો, ડખ દેવાયો છે કે નહિ ? તે માટે સ્હેજ તે તરફ જુએ લોહી તો લાલ હોય અને અહિ તો ધોળુ દેખાયુ સાપને નવાઇ લાગી કે આ શુ ?

કેટલાકો કહે છે કે લોહી તે ધોળુ હોય ? બરાબર છે, લોહી ધોળુ ન જ હોય ! પણ તીર્થંકરના લોહીનો વર્ણ શ્વેત હોય માટે તો તેને અતિશય કહેવામાં આવે છે એ બીજાને પણ તેવું લોહી હોય તો પછી 'અતિશય' કહેવાપણુ રહ્યુ જ કયા ? **દુનિયામા બીજે જે ન હોય તે દેખાય ત્યારે તેને અતિશય કહેવાય.**

ચડકોશિયાને પ્રતિબોધ

પેલો સાપ, લોહીનો વર્ણ શ્વેત જોઈ વિચારમા પડયો દુનિયામા નિયમ છે કે સામાને ચક્કરમા લેવાય તો તેને યોગ્ય દિશાની

વિચારણાની તક મળે પેલો સર્પ વિચારમાં પડયો અને ભગવાને મધુર ગિરાથી કહ્યું, 'બુજ્ઝ બુજ્ઝ ચણ્ડકોસિઆ!'

"સમજ! સમજ! તું કઈ દશામાં હતો અને કઈ દશાને પામ્યો? આરાધકપણાને હારવાથી તો આ દશા થઈ, એવા આરાધકપણામાં ક્રોધવશાત્ આ દશાએ પહોંચ્યો, હવે ક્રોધ કરીશ! તો થશે શું? ક્રોધને કાબુમાં ન રાખ્યો તો કાબુ વગરનો ક્રોધ હોય એવી સર્પ જાતિમાં ઉપજ્યો, હજી પણ સમજ! સમજ!"

વાત પણ ખરી! દશાનો કેટલો પલટો! પૂર્વ ભવમાં દીક્ષા કયારે લીધી હશે! શ્રી તીર્થંકર દેવના વચન ખાતર ઋદ્ધિ સમૃદ્ધિ છોડી, કુટુંબ તજ્યું, સુખ સાહ્યબી તજી, સ્ત્રી પુત્ર પરિવાર છોડયા, દુનિઆનો ત્યાગ કર્યો, સંયમ લીધું, ઉગ્ર તપ કર્યો, એજ જીવ આજે ખુદ તીર્થંકરને મારવા તૈયાર થયો છે ને! જ્વાલાનું પરિણામ ન આવ્યું તો ડંખ દીધો 'બસ મારૂં, મારી નાખું એ જ ભાવના છે ને! કઈ દશા?

સાધુના ભવમાં દેડકી અજાણતાં મરી, એની આલોચણા કરવાનું શિષ્યે યાદ આપ્યું ત્યાં ક્રોધ એજ આ બધાનું મૂલ! દેડકી પગ તળે આવી ગઈ, અરે! ન આવી! અને કોઈથી મરી માનો, પણ પગ તળે આવી એ અનુપયોગ તો ખરો! ચોક્કસ નહિ કે કોનાથી મરી? કેમકે દેડકાંની ઉત્પત્તિ વગેરે એવા પ્રમાણમાં કેટલીક વખત હોય છે કે ગમે તેવી જયણા પાળવા છતાં સંભવિત છે કે તેમ બની જાય નવા ચોમાસામાં જમીન અતિ જીવાકુલ હોય છે પોતે સરલ ભાવે કબુલાત કરી હોત, તો ત્યાં જ પતી જાત. શિષ્યે હિત બુદ્ધિએ આલોચણાની સ્મૃતિ આપી ત્યાં ક્રોધ એજ આ પરિણામનું બીજ! વડનું બીજ કેટલું નાનું હોય છે.

અને વડીલો ! અહિ પણ પોતાનો ગુન્હો હતો, ગુન્હેગાર પોતે હતો, શિષ્યે ફરજ બજાવી ત્યાં ક્રોધ કર્યો, પરિણામે થાંભલે અટકાઈ મુઓ; ક્રોધ ઉપર કાબુ ન રાખવાથી, ક્રોધ ઉપર કાબુ ન રહી શકે તેવી જાતિમાં ઉત્પન્ન થયો અને જે, તીર્થંકર દેવના વચનથી દુનિઆ છોડી સયમ લાવનો હતો, માસક્ષમણોની તપશ્ચર્યા કરતો હતો તેનો જ જીવ સ્વયં તીર્થંકરનુ મૃત્યુ ઇચ્છે છે, મારવા ફરી વળ્યો છે, ડખ દીધો છે અને વિચારે છે કે, "આ શુ ! આને અસર કેમ નથી ?"

## ચડકૌશીયા સર્પનો ઉદ્ધાર !

આવા જન્મમા આ જીવને ઉદ્ધારનો કોઈ માર્ગ ? આવા કેઈ ભવો ચાલ્યા જાય તો પણ ઉદ્ધાર થાય ? પણ તે કાલમા ઉદ્ધાર સામો આવ્યો ! ઉદ્ધાર કરવા ઉદ્ધારક પોતે સામે પધાર્યા ! ભગવાનના મધુર વચનો સાંભળી તે વિચારે ચડયો, જાતિસ્મરણ જ્ઞાન થયુ, તેણે પૂર્વ ભવ જોયો અને બધી ઘટના નજરે તરી આવી અને પોતાની ભૂલ દેખાણી શિષ્ય સામે 'ગુણના ભાઈ દોષ' જેવુ પોતાનુ વર્તન લાગ્યુ પણ હવે થાય શુ ? એણે વિચાર્યું "જાગ્યા ત્યાથી સવાર" જે આવેશથી આ બધો અનર્થ થયો. તે આવેશને જ રોકવાનો પ્રથમ એ સર્પે વિચાર કર્યો. ક્રોધ કાબુમા નહોતો રાખ્યો (સાધુપણામા) તે કાબુમા રાખવાનો, જે જાતિમા કાબુમા ન રહી શકે તે જાતિમા નિર્ણય કર્યો ક્રોધ કાબુમા ન રાખી શકે તેવી જાતિ સાપની છે ગાય, ભેસ, કુતરા, ઘોડા, ગધેડા બધામા ક્રોધ ખરો ! પણ તે કાબુમા આવે તેવો. કુભાર ડફણુ મારે કે ગધેડા સીધો, ચાબુક દેખાડવામા આવે કે ઘોડો સીધો, એમ બધાયના ક્રોધ કાબુવાળા, પણ સાપનો ક્રોધ કાબુ બહારનો હોય છે બેકાબુ ક્રોધવાળી જાતી સાપની છે

દૃષ્ટિ અને દાઢ બંને દરમાં !

ચંડકૌશિઆએ પોતાના અનર્થના પરિણામરૂપ આવેશને, ક્રોધને સંવરવાનો નિશ્ચય કર્યો એના ક્રોધથી આમાને અનર્થ કરી શકાય તેવા એની પાસે સાધનો કયા ? દૃષ્ટિ અને દાઢ ! એ બે એણે દરમાં ઘાલ્યા સાપનું આ જેવું તેવું પરાક્રમ ! જે સાપને મ્હોંથી સાણસામાં પકડયો હોય તોય પણ સખણો ન રહે, 'આંટા' મારી મરડા દઈ સાણસાને તોડવાનો પ્રયત્ન કરે, એવી જાતિમાંનો આ સાપ દાઢ તથા દૃષ્ટિને એટલે કે મ્હોંને દરમાં રાખે છે, તાત્પર્ય કે ઉંધે મ્હોંએ દરમાં રહે છે, શરીર બહાર રાખે છે

સાપની સમતા

આ દુનિયામાં લોકનો સ્વભાવ ટીખલી છે, કુતૂહલવાળો છે અને આ હાલતમાં લોકોએ તેને જોયો આ સાપ જીવતો છે કે, મરેલો ? તેની પરીક્ષા તે લોકો કરવા લાગ્યા, સાપની પરીક્ષા સ્પર્શ કરીને થાય ? અને તેમાંય એ લોકો કેવા ? રબારી, ભરવાડ વગેરે જંગલી લોકો એટલે એને વિવેક શો ! એટલે પત્થર મારીને પરીક્ષા કરવા લાગ્યા પત્થરથી લોહી પણ નીકળે સાપ સહન કરે છે વિચારો ! કેટલો પલટો ! પત્થરના ઘા સહે પણ જરાય બીજો જવાબ આપતો નથી

દુનિઆનો નિયમ છે કે તમે એક ગાળનો જવાબ બે ગાળરૂપે આપો તો ચાર ગાળ સામે આવે, એમ વધે જાય, પણ નિરુત્તર રહો તો ! ત્યાંજ શમી જાય પેલા સાપની શાંતિ જોઈને પત્થર મારનારાઓજ 'નાગ બાપજી' કહીને ઘી વગેરેથી પૂજવા લાગ્યા, લોહીના ગંધથી કીડીઓ આવેલી તેને વળી ઘી મળ્યું, બાકી શી રહી ? કીડીઓએ તો માંડયું ચટકાવવા ! સાપની સમતા કેટલી ? બિકાળુ ક્રોધની જાતવાળો સાપ શરીર પર એટલો કાબુ ધરાવે છે કે જરા પણ હાલવું નહિ કે જેથી એક પણ કીડી મરવા પામે ! આ વેદનામાં આ ભાવના કઈ રીતે રહી હશે !

તીર્થંકરને મારી નાખવા તૈયાર થયેલો, ડંખ મારનારો, પન્નર દિવસ વેદના કેવી રીતે સહે છે !

સાપની જાતનો ક્રોધ કઈ હદનો હોય ! અત્યંત કુરના સર્પો માટે કહેવાય છે કે અગ્નિમાં પડવું કબૂલે, પણ મારેલા ડંખને, શરીરમાં મૂકેલા વિષને પાછું ચૂસે નહિં એટલે કે ક્રોધથી કે ક્રોધના પરિણામથી નિવર્તે નહિ. આ ક્રોધીઓ સર્પ ખુદ તીર્થંકરને પ્રાણ રહિત કરવા તત્પર થયેલો, તે એજ તીર્થંકરના 'બુઝ ! બુઝ !' એવા વચનથી પોતાના જીવનને કેટલો પલટો આપે છે ! તે તપાસો ! એક કીડી પણ પોતાના દેહથી ન મરે તેની ઉલટી એ સંભાળ રાખે છે, પોતાના દેહમાં સોજો છે, પત્થરના ઘાની વેદના છે, લોકોએ ઘીથી કરેલી પૂજાથી, ઘીના કારણે મળેલી કીડીઓને વધુ ફાવતુ થયુ છે, કીડીઓ ચંડકૌશીઆના દેહને કરડી-કરડીને ચાળણી જેવું બનાવે છે

આ દશામા, એક દષ્ટિવિષ સર્પ ભયંકર આશીવિષ સર્પ સહનશીલ રહે એ સ્થિતિનો પલટો કર્યા સુધીનો ! આવી તીવ્રતમ વેદના, એક દિવસ નહિ, બે ચાર દિવસ નહિ ! પણ પંદર દિવસ સુધી સહન કરી, અને તેથી મરણ પામીને તે આઠમા સહસ્રાર દેવલોકે ગયો શાસ્ત્રકાર કહે છે કે આ પરિસ્થિતિમા જો સમકિતી મનુષ્ય હોત ! તો કેવલજ્ઞાન પામી જાત !

ચોથા આગમનો ત્યાગ

આપવો મુદ્દો એ છે કે આવા ભયંકર સર્પને આવો ઉદ્ધારક સંયોગ સામે આવી મળ્યો, સ્વયં ભગવાન ઉદ્ધારવા ત્યાં ગયા જે કાલમાં આવા સંયોગો હોય તે કાલમા સાધુપણું કે વ્રતાદિની તેટલી કિંમત નથી કે જેટલી આ કાલમાં છે એ

ધ્યાન રાખો। મહાવ્રત તે મહાવ્રત, એનું ફલ તે ફલ જ, એમાં ફરક નહિ. એ કાલમાં મહાવ્રત પાલનારાઓ અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન, અનેક લબ્ધિઓ, યાવત્ કેવલજ્ઞાન પામી ગયા, મોક્ષે ગયા એ કબૂલ છે વ્રત, વિરતિ દરેક કાલમાં વંદનીય જ છે ઇંદ્ર મહારાજા સિંહાસને, વિરતિને નમસ્કાર કર્યા પછી જ બેસે છે, આપણો મુદ્દો એ છે કે જે કાલમાં તીર્થંકરો, ગણધરો, શ્રુતકેવલીઓ વગેરે બિરાજમાન હોય, ડગલે ને પગલે ધર્મ કરવાના સાધનો આવી મળે, વિષયોની સામગ્રી પણ અકુશ વાળી હોય તે કાલમાં ત્યાગ, વૈરાગ્ય સહેલો છે મુશ્કેલ નથી.

ગુન્હાની શુદ્ધિ ઘેર બેઠે.

ગુન્હેગારને શુદ્ધ કરવાની કાળજી, જે કાલમાં ખૂદ તીર્થંકર દેવ રાખે, તેની શુદ્ધિ માટે ગણધર મહાત્માને તેને ત્યાં મોકલે એવા કાલમાં વ્રત, ત્યાગ, વૈરાગ્ય મુશ્કેલ નથી જેમકે મહાશતક.

મહાશતકનું દૃષ્ટાંત

શ્રી મહાવીર દેવના વખતમાં મહાશતક નામનો શ્રાવક બારવ્રતધારી હતો વ્રતધારી તેજ કહેવાય કે જેણે વ્રતો ઉચ્ચર્યાં હોય અને એવો વ્રતધારી વિષયોથી, ભોગોથી નિવર્તેલો હોય. પરાઙ્મુખ હોય, દુનિયાનો નિયમ છે કે જ્યાં વિષયાદિના ભોગોપભોગમાં ઓછાશ થાય કે તરત કુટુંબીઓને, તેના કારણરૂપ વ્યક્તિ પ્રત્યે અપ્રીતિ ઉપજે છે વિષયાદિ તરફ અપ્રીતિ થવી જોઈએ પણ તેમ ન થતાં, વિષયાદિ ત્યાગ કરનાર વ્યક્તિ પ્રત્યે અપ્રીતિ થાય છે મહાશતકની રેવતી નામની સ્ત્રીને મહાશતક અકારો લાગે છે, અળખામણો લાગે છે વિષય કષાયનો ત્યાગી દુનિયાને કડવો લાગે છે, એજ દુનિયાની વિલક્ષણતા તથા કમનશીબી છે. રેવતી આથી કોપાયમાન બને છે અને વિફરેલી

રેવતીનુ રમખાણ

પેલી રેવતી ક્રોધે ધમધમતી હતી, વિષયાદિ ભોગવા વ્યાકુળ હતી પરન્તુ લાચાર હતી જરૂર તેણી લાગ તકાસતી હતી. એક વખત મહાશતક શેઠે પૌષધ લાધો રેવતીએ લાગ સાધ્યો. તેણીને એ તો ખાત્રીજ હતી કે "પૌષધમાં મહાશતક કાંઇ કરી શકે તેમ નથી," એટલે વાઘણની જેમ તાડુકી તે દિવસે તેણીએ નશો પણ કર્યો હતો, ઘેનમાં આવી હતી, જેમ આવે તેમ બકવા અને યથેચ્છ તોફાન કરવા લાગી તેણી મહાશતકને કહે છે "કુમ! આ બધા શા ઢોંગ કરી રહ્યો છે! આ મનખા દેહની મનગમતી મોજ ભોગવવી છે કે નહિ! મારૂં કહ્યું માનવું છે કે આમ જ મરવું છે?"

તાત્પર્ય કે રેવતી બરાબર રમખાણે ચઢી. મહાશતક નિરૂત્તર જ રહે છે, તેમ તેમ રેવતીનુ રમખાણ વધતુ જાય છે, અને 'મહાશતક પોતાના ભર્તાર છે' એ પણ ભાન ભૂલીને એ ભામિની પૌષધધારી પતિને કહે છે "આવો મનુષ્યને જન્મ, વિષય-ભોગની સાધન-સામગ્રી છતાં તેની તરફ તુ બેદર કાર રહે છે, એ ઓછી મૂર્ખાઈ છે? આ ત્યાગ, આ સામાયિક, આ ઉપવાસ, આ પૌષધ વગેરે કરીને ક યાને કષ્ટ શા માટે આપે છે? પરલોક, તે વળી કોણે દીઠો છે? આવા વ્યર્થ કામકષ્ટથી તારૂ શું થશે?"

આજે રેવતીના રમખાણે ચકડ઼ોળ તોડયો હતો રેવતીના રમખાણે મહાશતક શ્રાવકના ધૈર્યને પણ હચમચાવી નાખ્યુ. મહાશતકે પણ વિચાર્યું "આ શું! આજે આટલી હદે આ મદોન્મત્ત કેમ બની છે?" તરતજ તેણે પોતાના અવધિજ્ઞાનદ્વારા ઉપયોગ મૂકયો, એને જણાયુ, દેખાયુ કે, આ બિચારી વ્યાધિગ્રસ્ત બનીને આજથી સાતમે દિવસે મરીને નરકે જનાર છે મહાશતક ને લાગ્યુ કે દુર્ગતિગમનકાલને યોગ્ય જ આ ધીંગાણું છે

મહાશતકના ધૈર્યની મર્યાદાનો પણ અંત આવ્યો, તેણે પણ સમજાવ્યું "રે મૂઢે! શું જોઈને તું કૂદાકૂદ કરે છે! મારી દશાની ચિંતા કરવા કરતાં તારી થનારી દશા તો વિચાર! કેટલા સમય માટે આ! હવે દીર્ઘસગાઈ ગયા ત્યારે તો સમજ! આજથી સાતમે દિવસે તો નરકે જવાનું જ છે કાંઈક ચેત! ચેત!"

### વાત સાચી છતાં સદ્‌વર્તનનો નિયમ

વાત સાચી હતી, અવધિજ્ઞાનમાં જે વાત જોવામાં આવી હતી તે જ હતી છતાં એમ કહેવું એ વાંધાભર્યું હતું ભગવાન શ્રી મહાવીરદેવે શ્રી ગૌતમ મહારાજાને મોકલ્યા અને મહાશતકને કહેવરાવ્યું કે 'આવું કથન કરવા બદલ આલોયણા કરી પ્રાયશ્ચિત આવશ્યક છે' શ્રી ગૌતમ મહારાજા પોતે જાતે ગયા અને કહ્યું "દેવાનુપ્રિય! મહાનુભાવ મહાશતક! ભગવાને ધર્મ લાભપૂર્વક કહેવરાવ્યું છે કે, વિવેક-રહિત બની અને દુષ્ટ આવેશમાં આવીને બકનારના સાથે તરફ ધર્મીઓએ એવું જોઈએ નહિ, માટે તમે કરેલું કથન આલોયણા યોગ્ય છે"

સામાએ કર્યું તે જ સામે કરવું એવો કોઈ સજ્જનનો નિયમ છે? શ્વાનમુખ ચાટે તો મનુષ્યે પણ ચાટવું? કોઈ મનુષ્ય વિવેક-ભ્રષ્ટ થઈ પણ જેવું વર્તન કરે તો પ્રતિકારમાં સજ્જને પણ તેમ કરવું ઉચિત નથી ઢેડ વાણીઆની પાછળ પડે તો વાણીએ તેની પાછળ પડવું? ઢેડથી તો છેટે રહેવું, સાવચેત રહેવું એટલું જ ઇષ્ટ શ્રી ગૌતમ મહારાજાને મહાશતકે વંદન કર્યું, ક્ષમા માગી, પ્રાયશ્ચિત લીધું અને આત્માને શુદ્ધ કર્યો રેવતી તો વ્યાધિગ્રસ્ત થઈ, અને મરીને નરકે ગઈ રેવતી નરકે જવાની હતી એ વાત ખરી! પણ મહાશતકથી આવેશપૂર્વક આઘાત લગાડનાર કથન કહેવાય કેમ?

## અતિશય જ્ઞાનીઓની હાજરી

આપણો મુદ્દો એ છે કે જે કાલમાં શુદ્ધેચ્છારને ઘેર બેઠા શુદ્ધ બનાવવાની કાળજી ભગવાન પોતે રાખતા, શુદ્ધ કરવા માટે ગણધર મહારાજા પણ જવા તૈયાર હતા તે કાલમા ત્યાગ વૈરાગ્ય, વ્રત સહેલા જ હતાં, આજથી કેઈ ગુણા સ્હેલા હતા શુદ્ધેચ્છારને શુદ્ધ કરવાની સગવડ કરવાની કાળજી પણ શાસ્તા (શાસન નાયક) એ કરવાની ! આવા કાલમાં ત્યાગ, વૈરાગ્ય મુશ્કેલ કહેવું એ જ મુશ્કેલ છે એ કાલમા તીર્થંકરદેવ હાજર, કેવળજ્ઞાની હાજર, મનઃપર્યવજ્ઞાની હાજર, અવધિજ્ઞાની હાજર, શ્રુતકેવલી હાજર, આહારક લબ્ધિવાળા હાજર, ધર્મ–પ્રાપ્તિના તમામ સાધનોથી જ શોભતા એ યુગમા સયમ પ્રાપ્તિ, સયમ પાલન કોઈ રીતે મુશ્કેલ નથી કોઈ દેવ 'તીર્થંકરની સભામા આવે, તેનો પૂર્વભવ સભળાવ તેથી પણ ધર્મનું ફળ પ્રત્યક્ષ જોવાથી પણ ધર્મ કરવા પ્રેરણા થાય કોઈ તિર્યચનો પૂર્વભવ સાંભળવાની તક સાંપડવાથી, પાપનુ ફળ પ્રત્યક્ષ જણાવાથી પાપથી અટકવાની મનોવૃત્તિ સ્હેજે થાય. તીર્થંકરદેવથી લાભ ન થાય તો કેવલીથી થાય, તે ન મળે તો શ્રુતકેવલીનો સયોગ થાય પણ એ જમાનામાં ધર્મપ્રાપ્તિના સયોગો કાયમ સાંપડતા હતા. પુણ્યથી શિરપાવ અને પાપથી શિક્ષાનુ ફલ એ કાલમાં પ્રત્યક્ષ દેખાતું કે દેખાડનારા હતા

### ત્યાગ–વૈરાગ્યના મૂલ્ય ચોથા આરામા વધારે કે પાચમા આરામા ?

કેવલજ્ઞાનીને તો નિદ્રા હોતી જ નથી એ યુગના શાસ્તાઓ સમય માત્ર પણ પ્રમાદ નહિ કરનારા હતા નિદ્રાથી, પ્રમાદથી તેઓ પર હતા, મુક્ત હતા તે કાલમા શાસ્તા હતા, શાસ્તાની સફર ચાલુ હતી, 'સાવચેત ! સાવચેત !'ની તેઓ રોન મારતા હતા આવા સયોગોમાં જીવ શુ હાથી બચે, અને ધર્મ પામે એમાં

નવાઈ થી ? આજે આમાનું કંઇ છે ? નથી તીર્થંકર મહારાજા ! નથી કેવલજ્ઞાની ! નથી મન પર્યવજ્ઞાની ! નથી અવધિજ્ઞાની ! નથી શ્રુતકેવલી ! નથી ચૌદ પૂર્વી ! નથી દશપૂર્વી ! નથી આહારક લબ્ધિ વાળા ! કયા આધારે જીવને ધર્મ તરફ પ્રેરાવાનુ થાય ? શિરપાવ કે શિક્ષાનો આજે સાક્ષાત્કાર નથી ! શાસ્તા સાક્ષાત્ નથી ! શાસ્તાની સફર નથી ! એમા ધર્મ-ત્યાગ-વૈરાગ્ય કેટલા મુશ્કેલ !!! આજે આધાર માત્ર શ્રી તીર્થંકર દેવના વચનો ઉપર છે માત્ર શ્રી જિનવાણીના આધારે ઘરબાર તજી સંયમ લે ! તેની વફાદારી વધારે કિંમતી ? કે તે યુગમાની વફાદારી વધારે કિંમતી ? અર્થ સમજજો ! એમની વફાદારીમા વાંધો નથી, પણ સ્હેલાઈ તથા મુશ્કેલીની દૃષ્ટિએ અહી કિંમતની ગણના છે આ પડતા કાલમાં સવાનો ધર્મ વધારે મૂલ્યવાળો છે આજે ય વર્તમાનમા પણ, તમારા સાધુના આચારવિચાર જોઈને, ઉગ્રવિહાર લોચ પૈસા ન રાખવા તપશ્ચર્યા વગેરે પ્રત્યક્ષ જોઈને ઈતરો પણ કહી દે છે "તમારો જબરો ધર્મ !"

ઈર્ષ્યાળુનુ માનસ

હવે આપણે પાછા મૂલ વાત પર આવીએ

પેલા આતાપના લેનાર મહાત્માના દર્શને નગરમાથી સૌ કોઈ જતા હતા દુનિયા ત્યાગ-વૈરાગ્યને અંગે ત્યાગી-વૈરાગીને ઝૂકવા તૈયાર છે એ ગામમા એક નાસ્તિક રહેતો હતો દર્શન કરવા જનારા જાય છે, પણ આ નાસ્તિક બળી મરે છે કોઠાના કાથમા આકૃતિ ઉંધી આવે છે. માથુ નીચે અને પગ ઉંચા એવો આકાર કોઠાના કાથમા ઉતરે છે તેજ રીતિએ જેનામા ઈર્ષ્યાની છાયા પડી તેના હૃદયમાં પણ પરિણમન ઉલટું થાય છે દુનિઆ જેમાં રાજી તેમા ઈર્ષ્યાળુ નારાજ ! દુનિઆ જ્યારે નારાજ

ત્યારે ઈર્ષ્યાળુ રાજી! દુનિઆને દુ ખ–શોક ત્યારે ઈર્ષ્યાળુને સુખ-આનદ! દુનિઆને સુખ–આનદ ત્યારે ઇર્ષ્યાળુને દુ ખ તથા શોક! પેલો નાસ્તિક તો મહાત્માના આવા સન્માનથી, અપૂર્વ સત્કારથી, હૃદયમા બળી મરતો હતો, પણ કરે શું? થાય શું?

નાસ્તિકની વિચારણા

પોતે એમાં ડખલ કરવા માંગે છે કે "એટલાથી કાંઈ થાય નહિ અને વળી હું એકલો નાકકટ્ટો શા માટે ગણાઉં? શા માટે મારી નાતને ન વધારૂ? યૂથને વધારવાની એટલે કે મારા મતનો પ્રચાર કરવાની જરૂર છે યૂથ શ્રયુ એટલે યૂથને કોણુ અડકે? યૂથથી દેવતા પણ ડરે, માટે યૂથ જમાવવાની જરૂર છે" આવો વિચાર તો થયો, પણ અત્યારે હવે યૂથ કયાથી થાય? એણે વિચાર્યું–'मूल नास्ति कुत शाखा' મૂલ નહિ હોય તો શાખા કયા રહેવાની છે? આ બધાનું મૂલ તો મહાત્મા છે ને! માટે મહાત્માને જ ઠેકાણે પાડી દેવા, મહાત્મા પડે પછી તેમનો મત, તેમનાં માન-સન્માન વગેરે કયા રહેવાના છે?"

હવે મહાત્માને ઠેકાણે શી રીતે પાડવા? ઠેકાણે પાડવા એટલે મારી નાખવા એમ નથી, કેમકે આ તો મતની દુશ્મનાવટ છે મતભેદનો મોટો વાંધો છે મનુષ્યને મારી નાંખવાથી કાંઈ બુદ્ધિ મરવાની છે, બુદ્ધિ તો પરભવમાં સાથે જવાની છે ને! આપણે જ્ઞાનને–મતિ, શ્રુત વગેરેને અપ્રતિપાતી માનીએ છીએ ને! જીવન જાય તોય બુદ્ધિ ટકે છે, ભવાતરે જાય છે, પણ બુદ્ધિ ગયા પછી જીવન ટકયુ તો ય શા કામનું?

> **સુખની કૂચી!!!**
> બહારના સયોગોને આપણી રૂચિને અનુકૂલ કરવાના પ્રયત્નોને બદલે આપણા મનને ચાલુ પરિસ્થિતિને અનુકૂલ બનાવી લેવુ તે સુખ–શાંતિ મેળવવાની સફળ કૂચી છે,

પરલોક નહિ હોય તો તમારૂં થશે શુ ?

મહાત્મા પાસે મનુષ્યોની મેદિની હોય ત્યારે જવુ એને યોગ્ય લાગ્યું નહિ એકાંત સાધીને તે ગયો એ વખતે મહાત્મા હતા તો કાયોત્સર્ગમાં–આતાપનામાં, પણ આતાપના પૂરી થવા આવી હતી, કાયોત્સર્ગ પારવાની તૈયારી હતી, તે વખતે નાસ્તિકે આવીને કાનમાં ફૂંક મારી "હે મહાત્માજી! તમે જે આ બધું દેહદમન કરો છો, તે ઠીક છે! પણ જે પરભવને માટે કરો છો, તે નહિ હોય તો તમારૂં થશે શું?" તાત્પર્ય નાસ્તિકનું કહેવાનું એ હતું કે પરભવ નહિ હોય, તો આ ત્યાગ–વૈરાગ્ય વ્યર્થ જ ને! હવે મહાત્માએ તો પોતાનો વખત થયો હતો એટલે કાયોત્સર્ગ પાર્યો અને કહ્યું

સ્વર્ગસુખ હિ પરોક્ષ, પ્રત્યક્ષ પ્રશમે સુખ

પરલોક નહિ હોય તો મારૂં જશે શું? પણ તારી માન્યતાની દૃષ્ટિએ કોથળામાંથી બિલાડાની જેમ પરભવ નિકળ્યો તો તારૂં થશે શું? વળી પ્રશમનું સુખ તો પ્રત્યક્ષ પણ છે

એ ભાઈ! તું કહે છે કે પરભવ નહિ હશે તો મારૂં શું થશે? એમ ને! એ સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા તો પ્રત્યક્ષ દેખાય છે ને! પ્રભાવવાળા સ્થાનો જે પ્રત્યક્ષ દેખાય છે, તે તો તને માન્યા વિના છૂટકો નથી દુનિયામાં પણ ઉંચા સ્થાને રહેવાને થોડા ભાગ્યશાળી કહે છે ને? હલકા સ્થાનમાં રહેવાને દુનિયા પણ નિર્ભાગ્યશેખર કહે છે ને? સૂર્ય–ચંદ્રાદિ જે પ્રત્યક્ષ દેખાય છે, તે અધિક પ્રભાવવાળા સ્થાને સ્થિત છે, આ પૃથ્વીથી બીજા છે, એમ તો ખરૂં ને! દેવલોક છે એ સાબિત કરવા આ તો પ્રત્યક્ષ છે ને! સ્વર્ગના સુખો પૌદ્‌ગલિક છે, એથી બુદ્ધિગમ્ય છતાં તું જો પરોક્ષ માને તો મોક્ષનું સુખ તો સદંતર પરોક્ષ છે

મોક્ષના સુખ માટે દૃષ્ટાંત પણ (ખ્યાલ આપવા) કયાંથી લાવવું? દુનિઆદારીમાં પણ ખાવા–પીવાની ચીજને

ખાવે, પહેરવા–ઓઢવાની ચીજને અંગે જે મોજ મળે તેમાં દૃષ્ટાંત જડે! પણ આખરમાં જે સુખ મળે તેનું દૃષ્ટાંત કયાંથી લાવવું? આખર વધે એમાં જે આનંદ થાય તે કયા દૃષ્ટાંતે દર્શાવાય? એ રીતે મનુષ્યભવના તથા દેવલોકના સુખોને અંગે તો હજી દૃષ્ટાંત જડે! પણ મોક્ષનું સુખ જણાવનારું કોઈ દૃષ્ટાંત નથી જ્યાં જન્મ જરા મરણ રોગ શોક આધિ વ્યાધિ ઉપાધિ કશું જ નથી, સદાને માટે કેવલ શાંતિ જ છે તેનું નામ મોક્ષ છે એના સુખવાળું બીજું કોઈ સ્થાન ચૌદ રાજ લોકમાં નથી એ સ્થાનમાં આત્મા પોતાના શાશ્વત જ્ઞાનાદિ ગુણમાં રમણતામય છે

અહિં આત્મામાં જ્ઞાનાદિ છે, તે દૃષ્ટિએ જ્યાં જ્ઞાનાદિ અનંત હોય તેવું સ્થાન માનવું બુદ્ધિગમ્ય છે, પરન્તુ પ્રશમ સુખ તો પ્રત્યક્ષ છે ને! મોક્ષમાં આત્મા શાશ્વત કેવળજ્ઞાનમય, કેવલદર્શનમય, વીતરાગમય, અનંત સુખમય, અનંત શક્તિમય છે, નિરંજન છે, નિરાકાર છે, નિર્લેપ છે એના સુખનો જગતમાં દાખલો જ નથી, એટલે એ મનાવવું મુશ્કેલ! પણ ઇંદ્રિયોના વિષયોના ત્યાગથી, કષાયોના ત્યાગથી જે પ્રશમ સુખનો અનુભવ થાય છે, તે તો પ્રત્યક્ષ છે.

### પ્રશમસુખનું રહસ્ય

ક્રોધાદિ કષાયોથી થતી જીવની હાલતને વિચારી લો!

ક્રોધ એટલે તાવને તેડું તાવમાં આંખ લાલ થાય છે, સ્વર બગડે છે, શબ્દ લથડે છે, આંખે અંધારાં આવે છે શરીર કળતર થાય છે, આંખમાં બળતરા થાય છે, કંઠ શોષાય છે, ક્રોધવાળા મનુષ્યને પણ આવુંજ બધું થાય છે ક્રોધના ત્યાગથી એ સંતાપથી દૂર રહેવું, અભિમાનના ત્યાગથી અક્કડાઈથી બચવું, માયાના ત્યાગથી કરોળીઆની જાળ જેવી જાળથી (પોતાનેજ ફસાવનારી) બચવું

અને વેશ વગરના લોભના ત્યાગથી પ્રવાહમાં તણાવાથી બચવું, આ પ્રશમસુખ તો મને પ્રત્યક્ષ અનુભવાય છે ને ! ક્રોધાદિમાં દુનિયા પ્રવર્તી રહી છે તેની દશા નિહાળી લો ! ક્રોધાદિ કષાયોની કદર્થના છે, તો ઇન્દ્રિઓના વિષયોને અંગે જ ને ! એક ચીજ પોતાને લેઈએ તે ન મળે, બીજો લઈ જાય અથવા બીજાને વધારે મળે એથી જ હોય ને ! પોતાને કોઇ ચીજ, સુખના સાધનો, બુદ્ધિ વગેરે વધારે મળે એથીજ અભિમાનને ! કોઈની ચીજ પડાવી લેવા, બીજાને છેતરવા માટે જ માયા ને ! તૃષ્ણાનો છેડો નથી, પૌદ્ગલિક પદાર્થો વધારે વધારે મેળવવા ! કાયમ મેળવ્યા જ કરવા એ જ લોભને ! આથી ઇન્દ્રિયોના વિષયોનો પ્રસન્નતાપૂર્વક ત્યાગ કરવો અને કષાયોના સંતાપથી બચવું એ સુખ તો મને પ્રત્યક્ષ છે. વળી દુનિઆની કોઈ પણ ચીજ વ્યય એટલે ખર્ચ વિના મળતી નથી. પૌદ્ગલિક પદાર્થો વ્યયથી—ખરચથી મળે છે, પરાધીન છે. સંતોષરૂપી સુખ તો કંઇપણ વ્યય વિના આત્મા મેળવી શકે છે, એ સુખ આત્માને સ્વભાવથી છે, સ્વાધીન છે.

પરલોક નહિ હોય તો મારૂ જશે શું ? પણ પરલોક નિકળ્યો તો તારૂં થશે શું ?

“મહાનુભાવ ! હું તો માનું છું, શાસ્ત્રથી, જ્ઞાનીના કહેવાથી, બુદ્ધિથી, તમામ રીતિએ માનું છું કે પરલોક છે, પણ માન કે પરલોક ન પણ હોય ! તો પણ મારૂ ગયું શું ? પ્રશમ સુખ તો અનુભવી જ રહ્યો છું મને કોઇ બલાત્કારે ત્યાગાદિ કરાવતું નથી. મરજીઆત ત્યાગાદિથી થતી પ્રસન્નતા તો પ્રત્યક્ષ છે પણ જો પરલોક નિકળ્યો તો તારૂં શું થશે ? પરલોક છે, એમ ખાત્રી તારા મતે નથી જ, માન કે લઈએ એમ હોય ! તો પણ પ્રશમસુખના અનુભવનો સાક્ષાત્કાર તો છે જ, પરલોક નિકળે, તો તારે પણ લાભ માનવોજ પડશે

પરલોક નથી જ એવી પણ તને ખાત્રી કયા આધારે છે? તારો બાપ દાદો પરદાદો 'પરલોક નથી' એમ કહી ગયો? જ્યાં જ્યાં સંદેહ હોય ત્યાં સાવચેતી રાખવી' એ તો વ્યવહારમાં પણ બુદ્ધિમાનોની નીતિ છે કહ્યું છે કે-સંદિગ્ધેઽપિ ને પરલોક નિકળ્યો તો તારી તો કમબખ્તી જ છે, કેમ કે તારો તો, એવડો ગુન્હો છે નથી તો તું પોતે પરલોક માનતો' નથી બીજાને પરલોક માનવા દેતો!! અને માનનારાની માન્યતા પર આક્રમણ કરે છે!!!

તાત્પર્ય એ છે કે આ તત્ત્વ, આ વાત સમજાય તો જૈનોમાં "પચ્ચક્ખાણ" નામે પ્રસિદ્ધ શબ્દ છે, તે વસ્તુની જરૂરિયાત-ઉપયોગિતા જરૂર સમજાય! જૈનોમાં એવો કોઈ જ નહિ હોય કે જે 'પચ્ચક્ખાણ' શબ્દથી પરિચિત ન હોય! પચ્ચક્ખાણ શબ્દનો સંસ્કૃત શબ્દ પ્રત્યાખ્યાન છે, પ્રતિ શબ્દ પ્રથમ છે, એ સૂચક છે

ઇન્દ્રિયના વિકારો, મનનાં આવેશો તથા પાપની અઢાર પ્રવૃત્તિઓ જ જીવને અનાદિ કાલથી સંસારમાં રખડાવે છે, માટે તેને પ્રતિકૂલ સમજવા. ત્યાર પછી મર્યાદાની તથા પ્રતિજ્ઞાની વાત છે આ એ મર્યાદાસૂચક છે, ખ્યાન એટલે કથન હવે આ સંબંધમાં વધુ વિવેચન અગ્રે વર્તમાન

卐

## હિતશિક્ષા

"જ્યાં સુધી આયુષ્ય થોડું બાકી છે! શરીર નિરોગી છે!! અને ઉદ્યમની અનુકૂળતા છે!!! ત્યાં સુધીમાં ચેત! ચેત!! ચેત!!! આત્મહિત કરી લે!!!



# વ્યાખ્યાન ૭

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यानं द्विधा मतम्।
अपेक्षादिकृतं ह्याद्यमतोऽन्यच्चरमं मतम् ॥ १ ॥

હારિ૦ અ ૮ શ્લો ૧

'ધર્મ' શબ્દ આર્ય માત્રને પ્રિય છે, પણ ધર્મનું રહસ્ય જાણવું જરૂરી છે.

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ભવ્ય જીવોના ઉપકારાર્થે અષ્ટકજી પ્રકરણની રચના કરતા થકા પ્રત્યાખ્યાનાષ્ટકમાં જણાવી ગયા કે જૈન શાસનમાં આબાલગોપાલ બધાને 'પચ્ચક્ખાણ' શબ્દની માહિતી છે નાનામાં કે મોટામાં પચ્ચક્ખાણ શબ્દની વ્યાપકતા છે, એ શબ્દ સૌને પ્રિય છે, ઇષ્ટ છે, પરન્તુ એના અર્થની વ્યાપકતા કેટલી? એ જ પ્રશ્ન મુદ્દાનો છે. આર્ય પ્રજામાં ધર્મ શબ્દ એવો વ્યાપક છે કે સૌ કોઈ ધર્મી થવા-ધર્મી કહેરાવવા ઇચ્છે છે અધર્મી થવું, અધર્મી ગણાવું કોઇને ગમતું નથી

સંસ્કારથી આર્ય પ્રજાની દરેક વ્યક્તિ ધર્મકાર્યને સુંદર માને છે, પોતાથી ધર્મકાર્ય થાય તો પોતે ખુશી થાય છે, અધર્મ થાય તો નારાજ થાય છે આર્ય પ્રજા ધર્મ શબ્દથી સદંતર પરિચિત છે, પણ ધર્મ શું ? ધર્મનું સ્વરૂપ શું ? તેને જાણનારા ઘણા ઓછા છે 'ધર્મ' શબ્દ પ્રત્યે આર્યમાત્રને પ્રીતિ જરૂર છે, પરન્તુ ધર્મ પદાર્થને ઓળખનારા થોડા છે 'ધર્મ-ધર્મ' પોકારે બધા! પણ ધર્મ રહ્યો શામાં ? ધર્મ થાય શાથી, ધર્મ કહેવાય કોને ? આ જાણનારાની સંખ્યા અલ્પ છે

## દાન, શીલ, તપ અને ભાવ એ ધર્મ શાથી ?

દાન, શીલ, તપ અને ભાવ, એમ ચાર પ્રકારે ધર્મ થાય છે, એમ બધા જાણે છે સાધુને ચીજ વહોરાવવી, એ દાન, સ્ત્રી-વિષય ભોગનો કાયમી કે મર્યાદિત સમયે સુધી ત્યાગ તે (પરસ્ત્રી ત્યાગ, સ્વસ્ત્રીસંતોષરૂપે) શીલ, ઉપવાસ કર્યો, આયંબિલ, એકાસણું વગેરે કર્યું તે તપ અને સારી ભાવના કરી, સારા સંકલ્પો કર્યા, શુભ વિચારો કર્યા તે ભાવ. વાત ખરી કે આ ચાર પ્રકારે ધર્મ ખરો! પણ એ રીતે એમાં શાથી ધર્મ ? તે જાણનારા કેટલા ?

સારા વિચારો, સારા સંકલ્પોમાં એવું તે શું કર્યું ? કે જેથી તેને ધર્મ ગણવો! મનથી મોતીના ચોક પૂર્યા એને કિંમતી શાથી ગણ્યું ? મનમાં ભોજનનો સંકલ્પ કરવાથી કાંઈ ભૂખ ભાગતી નથી, મનમાં મોતીના ચોક પૂરવાથી કાંઈ માલદાર થવાતું નથી ! તો મનની શુભ ભાવનાથી ધર્મ કહેવામાં આવે એનો હેતુ શો ? દાનથી, શીલથી, તપથી ભાવથી ધર્મ છે, એ વાત નિ શંક છે, આસ્તિકો એમાં ધર્મ માને છે જરૂર! પરન્તુ એમાં ધર્મ શાથી ? દાનમાં, શીલમાં, તપમાં, ભાવમાં ધર્મની જડ કઈ ? આ વસ્તુ

### મમત્વભાવ જ બધાનું મૂલ છે

આ સમજવા માટે રોજ જે વાત પ્રવચનના પ્રારંભમાં જ કહેવામાં આવે છે, તે વિચારવું જરૂરી છે આ સંસારમાં ચતુર્ગતિરૂપ આ સંસારમાં જીવ અનાદિકાલથી રખડી રહ્યો છે જન્મ અને કર્મની પરંપરા બીજ-અંકુરની પરંપરાની જેમ અનાદિ છે આ જીવ જન્મ લે છે, કર્મ કરે છે, અને કર્મયોગે જન્મ લે છે, જન્મ પામી કર્મ કરે છે, બસ! અનાદિકાલથી જીવની આ પરંપરામય પ્રવૃત્તિ ચાલુ જ છે, જીવ અનાદિ છે, જન્મ અનાદિ છે, કર્મ અનાદિ છે કર્મનું કારણ જન્મ અને જન્મનું કારણ કર્મ! એ વાત ખરી! પણ તેમાં મુખ્ય ભાગ ભજવતું કારણ મમતા યાને મમત્વભાવ છે. આ મમત્વભાવ જ મુખ્યતયા આત્મામાં એવો વ્યાપ્યો છે કે જેના યોગે જન્મ કર્મની પરંપરા ચાલ્યા જ કરે છે

### મમત્વભાવની અસર

સ્વપ્નમાં રાજ્યાભિષેક થાય ત્યારે કઈ હાલત? વાસ્તવિક તથા નથી રાજ્ય! નથી ઋદ્ધિ! નથી સાચું કાંઈ, માત્ર સ્વપ્ન છે, છતાં મન કેટલું પ્રમુદિત! મમત્વભાવ આત્માને ઓતપ્રોત કરી દે છે, આત્મા મમત્વભાવમાં તન્મય (ઓતપ્રોત) થયો છે આ તન્મયતા એવી છે કે આત્મા આત્માનો (પોતાનો) પણ ભરોસો ન કરે!

એક શેઠ પોતાની તમામ મિલ્કતનો એક હીરો લીધો એ હીરો, એક નાની તિજોરીમાં રાખ્યો રોજ જુવો, 'છે કે નહિ" એવી રોજ તપાસ કરવી અને રાત્રે તિજોરી ઉપર જ પથારી કરીને સૂવું, આ ક્રમ રાખ્યો એક દિવસ સ્વપ્નમાં જોયું કે કોઈ ચોર તિજોરી ઉઘાડી હીરો લઈ ગયો, આંખ ઉઘડી ગઈ, પોતે

નથી છતાં એટલે પતે? શાંતિ ક્યારે વળે? જ્યારે તિજોરી ઉઘાડીને હીરા જોયા ત્યારે થયું કે "હાશ!" તે વિના શાંતિ વળી નહિ મમત્વભાવના યોગે ફડકે ફડકો પણ ભરોસો આવ્યો નહિ

## સાપનો ભય છે તેટલો પાપનો ભય છે?

સાપનો ભય છે એટલો પાપનો ભય નથી, એનું કારણ મમત્વભાવ જ છે દેહના મમત્વભાવે જ સાપનો ભય છે સાપ એક ભવમાં મારે, પાપ તો ભવોભવ મારે છે, કેમકે પાપથી દુર્ગતિ મળે, વળી ત્યાં પણ વધારે પાપ થાય, એમ પાપ અને દુઃખ ચાલ્યા કરે છે પાપ સાપથી પણ ભયંકર માન્યું? માનવામાં તો સાપને ભયંકર માન્યો છે

માર્ગાનુસારીપણાનો ગુણ પાપભીરૂપણું છે ને! આર્ય દેશમાં, આર્ય પ્રજામાં 'સાપથી પાપ ભયંકર' એ મન્તવ્ય હૃદયના ખૂણામાં વ્યાપક છતાં, દરેક આસ્તિક તેમ જ માનતો હોય! છતાં સાપના ભયથી થતી અસર જેટલી પાપથી અસર થાય છે? સ્વપ્નામાં જોયું કે સાપ પગે વીંટળાયો, પગ ઉંચો-નીચો કર્યો, સાપને તરછોડવા પગ અફાળ્યો! (ભલે સ્વપ્નમાં) પણ ક્રિયા સાચી થઈ, પગ અફળાવાથી જાગી જવાયું, નિર્ણય થયો કે 'એ તો સ્વપ્ન હતું' છતાં છાતીએ હાથ મૂકો, ધડક-ધડક થાય છે કે નહિ? કાળજું કંપે છે કે નહિ? તમારા શબ્દમાં, સ્વરમાં થડકો આવે છે! દસ-વીશ મિનિટ સુધી તો ચેન હોતું નથી. મનુષ્યની હત્યાનું પાપ સૌથી મોટું છે સ્વપ્નામાં તમે કોઈ મનુષ્યની હત્યા કરી; પછી જાગી ગયા સર્પના સ્વપ્નથી થયેલી અસરમાંનું કાંઈ એ છે? નથી સ્વરમાં વાંધો, નથી શબ્દમાં વાંધો, નથી કાલજું કંપતું, નથી છાતી ધડકતી હજી માનો કે સ્વર તથા શબ્દ તો

કૃત્રિમતાથી કોઈ બગાડે! પણ કાળજું કે છાતી તે ગીને ધડકાવી શકતા નથી

તાત્પર્ય કે શબ્દથી ભલે 'સાપથી પાપ ભયકર' બોલાય પણ વાસ્તવિક રીતે એ વાત આત્મામા વસી-ઠસી નથી, ઉતરી નથી, પરિણમી નથી 'પાપભીરૂપણુ હોય તે માર્ગાનુસારી, જેને પાપનો ભય ન હોય તે માર્ગ બહાર' એમ બોલીએ ખરા! પણ હૃદયમા અસર છે? જે શબ્દ-ભેદાદિ સાપના સ્વપ્ને કર્યું ને પાપના સ્વપ્ને કર્યું? પાપની ભય કરતા વાસનામા છે, સસ્કારમા છે, માન્યતામા છે, પરન્તુ આત્મામા ઓતપ્રોત (તન્મય) થઈ નથી.

આ જીવ અનાદિથી સસારમા રખડે છે શાથી? શુ રખડવાનુ મન થાય છે? અથવા કોઇ બીજો પોતાના લાભને માટે આ જીવને રખડાવે છે? ચોર્યાશીના ચક્રમા રખડવાનુ નથી તો આ જીવને મન થતુ! કે નથી તેમ રખડાવવાથી બીજા કોઈને લાભ! ત્યારે રખડપટ્ટીનુ કારણુ? ચાર કારણુને આધીન થવાથી અનાદિથી આ જીવ રખડયા જ કરે છે જો આ ચાર કારણુની આધીનતા તજી દેવામા આવે તો રખડપટ્ટી તરત બધ થઈ જાય

પાપોની જડ

આ ચાર કારણુમા સૌથી પહેલુ કારણુ મમત્વભાવ' છે. પાપોની જડ 'મમત્વભાવ' છે. બસ "મ્હારૂ! મ્હારૂ!" એ જ ભાવના! કેવળ લેવાની જ દાનત, લેવામા જ મોજ! પરભવથી સાથે કાંઈ લાવ્યો નથી, છતા જન્મતા જ નાનુ બાલક મુઠી કેવી ભીડે છે? આ મમત્વભાવનુ કાર્ય આ વાત ધ્યાનમા લેશો ત્યારે વ્રતના અતિચારો આલોવવાની શરૂઆત કરતા પહેલાં "નદિત્તુ

મૂકી જાય તો પાછળના ખાપાને ભાગ્યશાળી પણ કહે! યાદ પ ‌કરે! પણ જનાવરને તો એવું કાંઈ નથી ને! છતાં એ પોતા- શરીરનું, સંતાનનું સ્થાનનું પાલન કરે છે ને! શાથી! કહો મમત્વથી, સંતાનના પાલનથી એને શું લાભ? ગાય કે ઘોડ વાછડા કે વછેરાને ધવરાવે એમાં પોતાને કાંઈ લાભ છે? સ્થા આટેનો પ્રબંધ તથા શરીરની રક્ષા તો માલિક પોતાની ગરં કરવાનો છે છતાં એ ત્રણે ય પ્રત્યે જનાવરને કેટલી મમતા છે? તે તપાસો!

## મમતા હઠાવવાનો ઉપાય.

કહેવાનું તાત્પર્ય એવું છે કે પાપ માત્રનું મૂલ મમતા છે બસ! લેવું, લેવું! એજ સંસ્કાર છે, લેવામાં જ મજા માણેલી છે, અનેક ભવોથી બસ! આ જ સંસ્કાર! શાસ્ત્રકાર ભલામણ કરે છે કે આવી ભયંકર મમતાના મૂલને સડાવવા હોય તો એક જ અક્ષર ફેરવી નાંખવો. 'લેવું' ને બદલે 'દેવું' એમ ગોઠવી દો લેવામાં મોજ માણવાને બદલે દેવામાં મોજ માણો! એટલે મમતા મરી જશે!! આનું જ નામ ધર્મ!!!

## દાન એટલે શું?

દાનને ધર્મ કહ્યો શાથી? હેતુ એટલે દાન દાન એટલે ધર્મ માન્યો પણ ધર્મ શાથી? એ આથી સમજાશે મમત્વમાં કેવળ લેવાની બુદ્ધિ હતી અને એથી હિંસાદિ બધાં પાપની હારમાળા ચાલી આવે છે જ્યારે દાન તો દઇ દેવાની બુદ્ધિ થાય ત્યારે દેવાય, એટલે પાપ માત્રનાં મૂલ રૂપ મમતાનો નાશ થાય ત્યારે દેવાય આથી દાન તે ધર્મ. વ્યવહારથી દાનને ધર્મ મનાય છે, પણ ઉંડા ઉતરીએ તો આ રીતે સમજાય કે દાનમાં ધર્મ મમતાના નાશને લીધેજ છે. બુદ્ધિનો, પરિણતિનો પલટો કરટલે

આવે? તે તપાસો મમતા હોય ત્યારે મેળવેલું કોઈને આપી દેવામાં મૂર્ખાઈ મનાય' જ્યારે મમતાનું મૂળ ગળે, ત્યારે એમ થાય કે-'ધન્યભાગ્ય! કે મારી લક્ષ્મી દાનમાં વપરાય, પાત્રે પડે, તેનો સદુપયોગ થાય અનાદિકાલથી 'લઉં! લઉં! આમળીએ લઉં! નેમથોયે લઉં! એ ભાવના ચાલી જાય અને 'દઉં! ક્યારે દેવાનો યોગ મળી દઉં એજ ધન્ય!' આ બુદ્ધિ જાગે માટે કનમાં ધર્મ, માટે દાન એ ધર્મ

ઋદ્ધિ, સમૃદ્ધિ તરફ દૃષ્ટિ જાય છે પણ કારણ-કાર્ય તથા ઉપયોગ તરફ દૃષ્ટિ ગઈ?

ધન્નાજી, શાલિભદ્રજી તથા કયવન્નાજીની ઋદ્ધિ, સમૃદ્ધિ તરફ નજર જાય છે એની ઇચ્છા થાય છે, ચોપડામાં એમનાં નામો 'ઋદ્ધિ-સમૃદ્ધિ એમની હોજો' એમ લખીને, યાદ કરાય છે, પરન્તુ એ મળ્યું શી રીતે? અને મળ્યા પછી એ ઋદ્ધિ સમૃદ્ધિનું એમણે કર્યું શું? એ તરફ કદી નજર દોડાવી? એ ખરી વાત કદી લક્ષ્યમાં લીધી?

શાલિભદ્રનો પૂર્વભવ વિચારો પ્રથમ તો બાલક અવસ્થામાં સુકૃત્ય હાથમાં આવવું મુશ્કેલ છે ઉંમરને અભ્યાસે પણ આળસુને મળવા મુશ્કેલ છે તેમ મોટી વયવાળા! વિવેકી હોય, સમજુ હોય, તેઓને ધર્મના સંયોગ મળે, ધન હોય, યોગ્ય પાત્ર મળે તેમાં નવાઇ નથી, પરંતુ બાલ્યાવસ્થામાં ધર્મનો ઉચ્ચ સંયોગ પ્રાપ્ત થવો કેટલો મુશ્કેલ! દારિદ્રયાવસ્થામાં, સામાન્ય જાતિમાં તે પૂર્વભવમાં એક માતાનો નાનો બાલક હતો, ત્યારની આ વાત યાદ કરો થયું શું? બાજુમાં શ્રીમંતોને ત્યાં ઉત્સવના કારણે માલપાણી ઉડતા હતા, ખીર ખવાતી હતી, એ જોઈને આ બાલકે પણ ખીર માટે કજીઓ કર્યો

શાલિભદ્રના પૂર્વજન્મનું રહસ્ય

બાલક માત્ર સ્વાર્થને દેખે. એને કોઈ સાધન-સામગ્રી, સ્થિતિ ! સંયોગનો ખ્યાલ હોતો નથી. જ્યાં દેશની ગણના, જ્યાં છાશના પાણીના સાસાં ત્યાં એ માતા બાલકને ખીર કયાંથી ખવરાવી શકે ? એક તરફ પુત્રના સ્નેહનું શલ્ય અને બીજી તરફ સાધનસામગ્રીની શૂન્યતા આ વખતે એ માતાના હૃદયની કઈ દશા ? વજ્ર જ પડે કે બીજું કાંઇ ? બાળકની ખીરની માંગણીનો ઉત્તર માએ રૂદનથી આપ્યો ખીર તો કરી આપે એ દશા હતી જ નહિ એટલે માડયુ રોવા ! એકનો એક છોકરો, બધા છોકરાઓ ખીર ખાય તે એ ( કદીક ખીર માગી, પણ એ એની ઈચ્છા પૂરી કરી શકાય શી રીતે ? માતાના હૃદયે કાબૂ ખોયો અને રૂદન પણ એવું તેવું નહિ; પણ રોમે રાજી ઉઠે, મેળી થાય તેવું રૂદન કર્યું. બિચારી ! બીજું શું કરે ! પાડોશીઓ ઉપર એ રૂદનની એવી અસર થઈ કે પાડોશીઓને બાલકે કરેલી ખીરની માગણીની ખબર પડી અને જાણ્યું કે આ રોગી તેથી જ રડે છે, તેમણે હોંશીને દૂધ, સાકર, ચોખા વગેરે આપ્યા રોજ એ જ પાડોશીઓમાંથી છાશ, રોટલા વગેરે મળતું હતું, એમના આધારે જ ગુજરો હતો એ પાડોશીઓએ દૂધ, સાકર, ચોખા પૂરતા પ્રમાણમા આપ્યા એવી અસર કયારે થાય ? માતાનું કેવું કારમું રૂદન હશે ! કે પાડોશીઓને પણ પ્રબંધ કરવો પડયો માતાએ સર્વનું ભલું !' એમ પાડોશીઓને આશીર્વાદ આપ્યો અને ખીર બનાવી આ બધી વાતનું પર્યવસાન આગલ આવે છે

બાલક પણ પોતાની વય મુજબ સમજી શકે છે કે-માતાનું રૂદન, માતાનું પાડોશીઓના ઉપકારમાં આવવું આ બધું પોતાની અયોગ્ય હઠના કારણે છે માતાએ બાલકને વાસણ ખીર આપી.

આટલી મુશ્કેલીએ બાલકને ખીર ખવરાવતાં માતાને કેવો * અને કેટલો * આનંદ થાય * આ અવસ્થામાં સાધુ ! અને તે પણ માસ ક્ષમણના તપસ્વી સાધુ અને વળી (પ્રથમ તો એવી તક મળવી દુર્લભ) દેવાની ભાવના થાય ' ધન્ય ભાગ્ય છુ ' એમ મનાય ! ઉલ્લાસ ભેર વહોરાવવાની ભાવના થાય એ હૃદય કેવુ * એ દશા કઈ * હતો બાલક ' કઈ જ્ઞાન નહોતુ ' સામાન્ય જ્ઞાતિનો હતો ' ખીર પણ રડીને, માતાને રડાવીને મેળવેલી સામગ્રીથી થયેલી હતી! ત્યા આવી ભાવના ' એ આત્માની કેવી ઉચ્ચ કોટિની સ્થિતિ ? યાદ રાખો ! ! ! ખીરની કે સાધનની કિંમત નથી. કિંમત અવસ્થાની છે ?

છોકરાને સ્હેજે પૈસો જડયો કે મળ્યો હોય ' તો હજી ચવા ણામા ભાઈ બ્હેનને થોડોક ભાગ આપે પણ મુશ્કેલીથી, રોઈને મેળવેલા પૈસાથી લીધેલા ચવાણામા આપે * અરે * સતાઈ ને ખાઈ જાય ! મુશ્કેલીથી મેળવેલી ચીજમાં ભાઈઓમા, બ્હેનોમા, ભાગ નથી અપાતો, એ દુનિયામા પણ દેખાય છે આ ખીર પણ કેટલી મુશ્કેલીએ થઈ હતી

ત્યાં પ્રથમ તો "કોઈ આવે ! કોઈ પાત્ર આવે !" એ ભાવના જ કયાંથી * અરે! ભાવનાની વાત તો પછી ! પણ સાધુ દેખાય તોયે સતાઈ જાય, કદી સાધુ આવી જાય તો ચીજ સંતાડી દે, એમ જ બને ને! આ બાલકને તો પ્રથમ ભાવના જાગે છે, "કોઈ પાત્ર, કોઈ મુનિ આવી ચડે ! તો ધન્ય ભાગ્ય !"

શાસ્ત્રમાં કહ્યું છે કે જેની આદિમા કલ્યાણ, મધ્યમા કલ્યાણ અને થયા પછી પણ કલ્યાણ, તે ક્રિયાનું નામ ધર્મ છે. પ્રથમ પણ શુભાશય હોય, મધ્યમાં પણ શુભાશય વિદ્યમાન હોય અને ક્રિયા

પછી પણ શુભાશય સ્થિર હોય તે ક્રિયાનું નામ ધર્મ છે આ બાલકને તો હૃદયમાં સામાન્યત ભાવના થઈ, સાક્ષાત્ માસક્ષમણના તપસ્વી મુનિ પારણાને દિવસે ગોચરી માટે નીકળેલા ત્યાં પધાર્યા, બાલકના હૃદયમાં હર્ષ માયો નહિ, 'પધારો ! મહાત્મા !' કહી મહાત્માને ઉલ્લાસ પૂર્વક ખીર વ્હોરાવી ! 'ધ ય ભાગ્ય!' એમ માનીને ખીર તપસ્વી મુનિના પાત્રમા વ્હોરાવી

અશુચિ કરણ યત્ર

દુનિયામાં પણ કહેવત છે કે—"દે ગયા સો લે ગયા ! ખા ગયા સો ખો ગયા ! ગાર ગયા જખ માર ગયા !"

આ પ્રચલિત કહેણીમા ઉડુ રહસ્ય છે જેણે દીધુ તે લઈ ગયો, જેણે માત્ર ખાધું તેણે તો ખોયું અને ન તો દીધુ, ન તો ખાધું, પરન્તુ દાટયું એણે તો જખ મારી ! દાનમાં દેવાથી તથા ખાવાથી–બેયથી ધન તો જાય છે, ત્યારે એ બેમાં ફરક કેવો ? દઈ જનાર માટે લઈ ગયો કહેવામા આવે, ખાઈ જનાર માટે ખોઈ ખોઈ ગયો કહેવામાં આવે એમાં ભેદ કેવો ?

દેનાર માટે લઈ ગયો એવું કથન આવતા ભવની દૃષ્ટિએ છે ખાનારે ખાધું એટલે નાખ્યુ તો આ દેહમાં ને ! ગદકીના ગાડવા રૂપ આ કારમી કાયામાં ને ! આ શરીર એટલે ! ઉકરડો કે બીજુ કાઈ ? ઉકરડો તો સારો ! કેમકે એ તો અશુચિ સ ઘરનાર છે, જયારે આ તો અશુચિ બનાવનાર છે અનાજની વિષ્ટા કરે, પાણીનો પેશાબ, કરે અને હવાને ઝેરી બનાવે એવુ જ આ ને ? માટે જ આ અશુચિકરણ યંત્ર કહેવાય છે. એટલે દર શા માટે ? જે કાંઈ તમે ચાવો એ ચાવતી વખતેપણ સામે આટલું રાખીને જુઓ તો ઘૃણા આવશે ! એવું નહિ ગમે ! મોઢામાં છે ત્યા સુધી ગમે ! જ્યા કોળીઓ પેટમાં ગયો, આ શરીરને અડકો કે એની તરફ જોવું ય ગમતું નથી અને ગળાથી

નીચે મિતની પેટમા-જઠરમાં ગયો ! એટલે વિષ્ટા, પેશાબ, લોહી, પરૂ, માંસ, ચરબી એજ ને ! કસ્તુરી કે બાવના ચંદન પણ જો શરીરે ચોપડો કે તરત કચરો ! ને ખરાબ તે વિષ્ટાદિ થઈને ખાળમાં, ઉકરડામાં કે હોય, ગટરમાં જાય આવું તે વળી પોષણું ! ક્યાંથી 'ખા ગયા સો ખો ગયા' કહ્યું

નીચી ગતિનું પ્રસ્થાન

જેણે દીધું એ તો સાથે લઈ ગયો' એટલે એતો ઉત્તમ, જેણે માત્ર ખાધું તેણે બિચારે ખોયું, પણ જેણે ન દીધું, ન ખાધું અને દાટ્યું તેને અંગે શું ? કહેનારે કહી દીધું "ગાડ ગયા જખ માર ગયા" દાટનારે તો જખ મારી ! ગામ જવાના મુહૂર્તનો સમય આવી પહોંચ્યો હોય! જવાની ફુરસદ ન હોય! જવામાં ઢીલ હોય, તો જે દિશામાં જવાનું હોય તે દિશામાં પ્રસ્થાન કરવામાં આવે છે જમીનમાં દાટનારો બિચારો નીચી ગતિનું એટલે નરક ગતિનું પ્રસ્થાન કરે છે માટે ત્યાં સુધી કહેવામાં આવ્યું કે "ગાડ ગયા સો જખ માર ગયા!"

બીજ નાનું પણ ફળ મોટો

રડીને મેળવાયેલી ખીર, એ બાળકે મુનિના પાત્રમાં શી રીતે વ્હોરાવી હશે ! આ વખતે મને ? મમતા મરે તો જ મને 'લઉં ના' સ્થાને 'દઉં' મમતાના મૃત્યુ વિના નથી બનતું. લઈને ખુશી થવાનું જાય અને દઈને ખુશી થવાનું થાય ત્યારે મનાય કે મમત્વ ભાવનો નાશ થયો છે આવા પુણ્ય પુરૂષોની ઋદ્ધિ સમૃદ્ધિ જુઓ છો ! પણ એ મળવાના કારણમાં ઉતર્યા ? અનાદિના મમત્વ ભાવ ઉપર કાપ મૂકાય ત્યારે ભાવી-ફળનું બીજ વવાય આવા બીજથી વવાયેલું વૃક્ષ ઉછરે આનું નામ ધર્મ કહો કે દાન કહો ! વ્યાખ્યાતાર શ્રી [illegible] તિ મહારાજાએ દાનનું લક્ષણ કહેતા

"अनुग्रहार्थं स्वस्यातिसर्गो दानम् " (तत्त्वार्थाधि० अ ७ सु-३३) એટલે કે—સ્વ તરીકે માનેલી ચીજને છાંડવુ, ધર્મસાધન, અનુગ્રહાર્થે, જ્ઞાન દર્શન ચારિત્ર–સાધનાર્થે, સયમતપ વગેરેની અભિવૃદ્ધિ અર્થે વિવેક પૂર્વક દેવુ, દેવાના સસ્કારવાળા થવુ તેનુ નામ દાન તે દાન ધર્મ આ રીતે, દાન મમત્વ ભાવના નાશથી ધર્મ થાય છે.

'હાથ પોલા તો જગ ગોલા' તે દાન નથી.

મમત્વ ભાવના નાશ વગર પણ દેવુ પડે છે તે દાન નથી. દુનિયામા કહેવત છે કે "હાથ પોલા તો જગ ગોલા" દુનિયાદારીમા પોતાના સ્વાર્થ માટે કેકને કાયમ હાથ પોલા રાખવા પડે છે, અને કેકને દેવું પડે છે ચોર, જુગારી વગેરે સપડાય તો કરે ? ન સપડાવા માટે કેક શુન્હેગારો હાથ પોલા રાખ્યા જ કરે છે, અધિકારીઓને અગે, દરબાર સરકારના કામકાજને અગે, અનેક પ્રસગોએ હાથ પોલા રાખી ઘણુ દેવામાં આવે છે, પણ તે દાન નથી, એવાઓ દે છે, ઘણુ દે છે, આગ્રહ પૂર્વક દે છે, પણ મમત્વ ભાવને શોષવા નહિ, પણ પોષવા દે છે,

ઇંદ્રિયના વિષયોની પ્રાપ્ત્યર્થે, વૃદ્ધિ અર્થે, નિભાવાર્થે, મનના આવેશોની સફલતા માટે હાથ પોલો તો કોણુ નથી રાખતુ ? એ દાન નથી પાપના પહાડો ઉભા કરવા માટે દેવાતુ દ્રવ્ય તે દાન નથી. મમત્વભાવ અનાદિના ગાઢ પરિચિત ,મારાપણાના ભાવ ઉપર કાપ મૂકવા પૂર્વક જ્ઞાન, દર્શન, ચારિત્ર અર્થે, આત્મ ગુણો ખીલવવા અર્થે જે કાંઈ અપાય તે દાન એવું દાન તે ધર્મ.

શીલ એટલે ?

**શીલ એ ધર્મ છે પણ શાથી ?** આ આત્માની અધમ દશા, અનાદિથી ઇંદ્રિયના વિષયોથી, મનના આવેશોથી, અઢાર પાપ પ્રવૃત્તિઓથી, થઈ રહી છે એ અધમ દશા થતી બંધ કરવી એનું નામ શીલ

આ આત્માની અધમદશા ત્રણ કારણથી થઇ છે, થાય છે અને થશે! રહી છે, રહે છે અને રહેશે! એ ત્રણ કારણો કયા ? ઇંદ્રિયના વિકારો રૂપ, રસ, ગંધ શબ્દ, વર્ણ; મનના આવેશો ક્રોધ, માન, માયા, લોભ તથા અઢાર પાપસ્થાનકો ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન ૪ મૈથુન, ૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલહ, ૧૩ અભ્યાખ્યાન, ૧૪ પૈશુન્ય, ૧૫ રતિ-અરતિ, ૧૬ પરપરિવાદ, ૧૭ માયામૃષાવાદ, ૧૮, મિથ્યાત્વ શલ્ય આ ત્રણ કારણો અનાદિથી વળગેલા છે, **એના ઉપર કાબુ મેળવવો એનું નામ શીલ.**

ઇંદ્રિયોનો છેદ કરવાની કે નાશ કરવાની વાત નથી આંખ ફોડી નાખવી, કાન કાપી નાખવા, નાકનો નાશ કરવો, જીભને છુંદી નાખવી, શરીરને પક્ષાઘાતવાળુ બનાવવુ એમ નહિ ! **એ ઇંદ્રિયોની, મનની તથા કાયાની પ્રવૃત્તિઓ તો ચાલુ રાખવી ! પણ તેના ઉપર કાબુ મેળવવો એનુ જ નામ શીલ.** શીલ આ જ હેતુથી ધર્મ એ ત્રણેય કારણો ઉપર કાબુ મેળવવાથી એ ત્રણેય કારણોની દિશા પાપ માર્ગને બદલે આત્મ ગુણોની ખીલવણીમાં વળશે એનું નામ શીલ આ જ હેતુ માટે તે ધર્મ

સગવડીઆ-પથી સાધનાથી સાધ્યની સિદ્ધિ થઈ શકતી નથી !

ઇન્દ્રિયોના વિષયો, મનના આવેશો તથા અઢાર પાપ પ્રવૃત્તિઓને આધીન ન થવુ એવી પ્રતિજ્ઞા તે શીલ. પણ પ્રતિજ્ઞા કેની ? સગવડીઆ-પથી નહિ ! નાનાં બાળકો ગાજરની પીપુડી બનાવે છે, વાગી ત્યા સુધી વગાડે પછી ચાવી ખાય ! સગવડ હો ! કે અગવડ હો ! પણ સિદ્ધાંત એ સિદ્ધાંત ! સેનાપતિ, સૈનિક કે ધુરા સુભટનુ ધ્યેય સિદ્ધાંત ! ખાનપાનની અગવડ વેઠે, ટાઢ તાપ વેઠ, ઉંઘ આવી કે ન આવી ? તે ન જુએ પણ 'વિજય કેમ મળે' એ જ એનો સિદ્ધાત

સગવડીઆ-પથી સિદ્ધાતને જોનારા ન હોય સગવડીઆ પથીઓ 'સિદ્ધાત' શબ્દ ઉચ્ચારવાને પણ લાયક નથી માત્ર 'સિદ્ધાત' નો પોકાર કરનારા સગવડ-પથીઓ સાધ્ય સાધી શકતા નથી સગવડ હોય ! કે અગવડ હોય ! પણ સિદ્ધાત તે સિદ્ધાત ! એવું સમજે નહિ,-માને નહિ તે સાધે કયાંથી ? સાધના માટે અભ્યાસ જરૂરી છે, ગજાનો છોકરો ઠેસ વાગવાથી કહી મરી જાય અને કોળી-નાળીના છોકરાં ટાઢમાં સૂઈ જાય, તાપમાં રખડયા કરે, પડે-આખડે-પછડાય, છતા એમને કાંઈયે થાય છે ?

## તાલીમ લેવી તે તપ.

ચળવળ વખતે દેશના નેતાઓ, ઘરના સુખી નેતાઓ રોટલા અને મરચુ ખાતા હતા ? શાથી ? પોતાના કાર્યક્રમમાં જે આપત્તિની સભાવના હોય તેની ટેવ પાડવી જોઈએ ! એમ તેઓ માનતા હતા આપત્તિ સહન કરનારી ટેવાયેલો મનુષ્ય આપત્તિ વખતે ડરે નહિ, દૃઢ રહી શકે, પણ જેને ટેવ નહિ પડી હોય તે દૃઢ રહી શકવાનો નથી દુનિયામા આવનારા અવનવા

સંયોગો સામે ટકવાની ટેવ પાડવી એનું જ નામ તપ. તપને આથી ધર્મ કહેવામાં આવે છે

### તપનો માર્મિક અર્થ

ગમે તેવા સંયોગોમાં ખાવાનું મળે! કે ન મળે! સારૂં મળે! કે નરસું મળે! ટાઢ તાપ ગમે તે વેઠવા પડે! છતાં માર્ગથી–સિદ્ધાંતથી ચલાયમાન ન થવું! એનું જ નામ તપ! અને તે ધર્મ! લશ્કર ગમે તેટલું હોય પણ તાલીમ વગરનું હોય તો શા કામનું? તાલીમ વગરના લશ્કરથી દેશની દુર્દશા જ થાય. તપ એ તાલીમ રૂપ છે. તપ એટલે ઈરાદાપૂર્વક આપત્તિ વેઠવાની તાલીમ લેવી તે. ઉપવાસ કરનારો ભૂખ લાગશે, આંખ ઉંડી જશે, માથું દુખશે, ચક્કર આવશે, વગેરે નથી સમજતો એમ નથી. ગમે તેવા પરીષહ–ઉપસર્ગમાં મન પલટાય નહિ, એવી તાલીમ તે તપ છે. ઈષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગ એ બેમાં અકળામણ ન થાય એ તાલીમ તે તપ. સારા શબ્દો કે કટુ શબ્દો સાંભળવાનો પ્રસંગ પડે! મિષ્ટ ભોજન મળે! કે લૂખું મળે! માથું ફાડી નાખે તેવી દુર્ગંધ ઉછળીને નાકમાં પેસી જાય! એટલે કે રૂપ, રસ, ગંધ, વર્ણ, શબ્દના ગમે તેવા સમ–વિષમ સંયોગોમાં આત્માના પરિણામ પલટાય નહિ અને તે પણ જીવનપર્યંત, એનું નામ તપ ધર્મ.

### પ્રતિજ્ઞાની તાલીમ ને તપ

નાના છોકરાઓ રમત રમતા હોય અને કોઈ એક છોકરો ગુન્હો કરે ત્યારે ભેરીદારો એને એમ કહે તો ખરા કે "હું મરી જઈશ! તો યે તારૂં નામ નહિ દઉં!" પણ એ માત્ર બોલવાનું જ્યાં બે લપડાક પડી કે તરત સાચું કહી દે! એનું નામ પ્રતિજ્ઞા નથી. પ્રતિજ્ઞા અડગ હોવી જોઈએ, માટે તેના માટે તાલીમ

જોઈએ. એવી તાલીમ એ જ તપ ધર્મ. ઇંદ્રિયોના વિકારો, મનના આવેગો તથા પાપ-પ્રવૃત્તિઓ રોકવાના સિદ્ધાંતમાં અડગ રહેવામાં આવનારી આપત્તિઓની સંભાવના કરી, તે તે આપત્તિઓને સહવાની ટેવ પાડવી તે તપ.

પવિત્ર વિચાર તે ભાવ ધર્મ.

આ બધું તો ખરૂં! પણ મનોઽમાત્ય (મનરૂપી પ્રધાન)નું શું કરવું? દેશને જવાબદાર વડો પ્રધાન જ અવળી સહી કરી દે તો? તે જ રીતે ઇંદ્રિયોના વિકારો મનના આવેગો રોકવાની તથા શારીરિક પાપ પ્રવૃત્તિ ઉપર કાબુ મેળવવાની ટેવ તો પાડી પણ મનરૂપી મંત્રી ભમરો ભુસે તો શું થાય! શાસ્ત્રકાર મનને ખીલે બાંધવાનું કહે છે વડો પ્રધાન પણ કાયદાના બંધનમાં! સંકલ્પ-વિકલ્પો હંમેશા પવિત્ર તથા શુદ્ધ રાખવા જોઈએ. તમામ આધાર પવિત્રતા તથા દૃઢતા ઉપર છે. આનું નામ ભાવ ધર્મ.

પચ્ચક્ખાણની ઉપયોગિતા

દાન, શીલ, તપ અને ભાવને આ મુદ્દાએ ધર્મ તરીકે જણાવેલા છે, પચ્ચક્ખાણ આટલા માટે જ છે, દાન, શીલ, તપ, તથા ભાવ ધર્મને સ્વરૂપથી સમજ્યા પછી પચ્ચક્ખાણનું સ્વરૂપ તથા તેની ઉપયોગિતા સમજવામાં મુશ્કેલી નથી પચ્ચક્ખાણ શબ્દ જૈન માત્રને પરિચિત છે પચ્ચક્ખાણનું રહસ્ય ભલે! ન જાણે! પણ એ શબ્દ તો જૈન કુલમાં જન્મ લીધો ત્યારથી જ સંભળાય છે બોલાય છે અને વ્હાલો લાગે છે પચ્ચક્ખાણ એ તો ભાષાનો રૂઢ શબ્દ છે એને સંસ્કૃતમાં प्रत्याख्यान કહે છે. प्रति+आ+ख्यान, આ રીતે प्रत्याख्यान એવો આખો શબ્દ બને છે

ઇંદ્રિયોના વિષયો, મનના ક્રોધાદિ આવેગો, ઔદયિક પાપ પ્રવૃત્તિઓ, આ તમામ જ આત્માને રખડાવનાર છે, પ્રતિકૂલ જ એ છે, આત્માએ એને પ્રતિકૂલ થવું જ જોઈએ ! એ જણાવવા પ્રથમ પ્રતિ મુકેલ છે એ પ્રતિકૂલતા શા માટે છે ? આત્મ શુદ્ધિને મેળવવા એ પ્રતિકૂલતાનો હેતુ છે આ મર્યાદા સૂચવવા આ ઉપસર્ગ રાખ્યો છે, પછી ગુરૂ સમક્ષ જાહેર કબુલાત એનું નામ ખ્યાન એટલે પ્રતિજ્ઞા હવે એ પચ્ચક્ખાણના દ્રવ્ય અને ભાવ એ બે ભેદ શાથી ? વગેરે વર્ણન માટે અગ્રે વર્તમાન.

मयमनो महत्ता

विमुत्ता हु ते जणा जे जणा पारगामिणो

જે આત્માઓ સંયમને બરાબર પાળે છે, તેઓ જ ખરેખર પરિગ્રહાદિથી મુક્ત છે

આચારાંગસૂત્ર અધ્ય ૨ ઉ ૨ સૂ૦ ૭૫

## સાચો વીર કોણ ?

एस वीरे पसंसिए ! जे ण णिव्विज्जइ आयाणाए

જે સંયમના અનુષ્ઠાનોથી કંટાળે નહિ તે જ ખરો વીર છે

एस वीरे पसंसिए ! अच्चेइ लोगसंजोगं, एस नाए पवुच्चइ

જે સાંસારિક આસક્તિજન્ય સંબંધને છોડે છે તે જ ખરો વીર છે, અને તેમ કરવું તે જ ઉચિત માર્ગ છે

આચારાંગ સૂત્ર અધ્ય ૨ ઉ ૪, સૂ ૮૬ તથા ૧૦૧.



## વ્યાખ્યાન ૮

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यान द्विधा मतम् ।
अपेक्षादिकृत द्याद्य-मतोऽन्यच्चरम मत ॥

હારિ૦ અ ૮ લો ૧

### સ્વરૂપે મન્તવ્યમાં જૈનો તથા જૈનેતરો વચ્ચે આકાશ પાતાલનુ અ તર છે.

જીવ સ્વરૂપે સિદ્ધ સમાન છે

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજા, ભવ્ય જીવોના ઉપકારને માટે અષ્ટકજી નામના પ્રકરણની રચના કરતાં થકાં–પ્રત્યાખ્યાનાષ્ટકમાં પ્રથમ સૂચવી ગયા કે આ જીવ કાયમ સિદ્ધસ્વરૂપે છે. ચાહે તો સૂક્ષ્મ એકેન્દ્રિયમા હોય ! ચાહે તો વિકલેન્દ્રિય, (બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય)મા હોય! ચાહે તો પચેન્દ્રિયમા હોય ! તિર્યંચમા હોય મનુષ્યમા હોય ! દેવતામાં હોય ! સ્વરૂપે જીવ સિદ્ધ મહારાજાના જીવ સમાન જ છે. સ્વરૂપે જરા પણ ભિન્ન નથી !!!

જૈન તથા જૈનેતરોની માન્યતામા ફેર

જીવ તત્ત્વની માન્યતામાં જૈનો અને જૈનેતરોમા આહ જ ફરક પડે છે જૈનેતરો આત્માને સર્વજ્ઞ સ્વરૂપ, સર્વદર્શી, વીતરાગ સ્વરૂપ, અનંત સુખમય તથા અનંતવીર્યમય માનતા નથી, જ્યારે જૈનો સર્વજ્ઞસ્વરૂપ, સર્વદર્શી, વીતરાગ-સ્વરૂપ, અનંતસુખમય અને અનંતવીર્યમય માને છે, માટે જ જૈન દર્શન કહી શકે છે કે તમામ આત્મા સ્વરૂપે સમાન છે શબ્દથી જીવને જૈનેતરો માને છે જરૂર પણ, સ્વરૂપ ! વિચારણામા જૈનો તથા જૈનેતરોમા આકાશ પાતાલનુ અંતર છે

જૈનેતરો આત્મામા જ્ઞાન દર્શન, વીતરાગપણુ, સુખ તથા શક્તિ માને છે, પણ તે આવ્યા-ગયા રૂપે યાને ચિરસ્થાયી નહિ તેવા માને છે, જ્યારે જૈનો તો સ્વાભાવિક ગુણ રૂપે માને છે જૈનેતરોની મોક્ષને અંગે માન્યતા આથી જ એવી છે કે ત્યા જ્ઞાન નહિ, સુખ નહિ, જ્યા જ્ઞાનાદિ ગુણ નહિ, સુખ નહિ, શક્તિ નહિ, એવા મોક્ષને માનનારા ઇતરો જીવના જ્ઞાનાદિ ગુણને આવ્યા ગયા માને એમાં નવાઈ નથી !

જૈનો જેને મોક્ષ કહે છે, ત્યા તો જીવને અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય, અનંત સુખ શાશ્વત છે જીવ તથા મોક્ષ તત્ત્વને શબ્દથી બધા માને છે છતા જૈનોના મંતવ્યમાં અને ઇતરોના મન્તવ્યમા આ રીતે મુદ્દાનો જ મહાન્ ફરક છે

મોક્ષતત્ત્વ માનવાની જરૂર શી ?

અહિ પ્રશ્ન થશે કે "જીવતત્ત્વ તથા નિર્જરા તત્ત્વ હોવા છતાં 'મોક્ષ' નામના તત્ત્વ-કથનની શી જરૂર ? અનંત જ્ઞાનાદિ ગુણ મય સ્વરૂપ તે તો જીવ તત્ત્વમા આવી ગયુ અને કર્મનો ક્ષય નિર્જરા તત્ત્વમા આવી ગયો પછી 'મોક્ષ' તત્ત્વ ભિન્ન શા માટે ?" વાદીઓમા આ પ્રશ્ન ઉપસ્થિત

જૈનોએ જેમ જીવના જ્ઞાનાદિ ગુણો માન્યા, તેમ જ્ઞાનાવરણીયાદિ કર્મો પણ માન્યાં છે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય કર્મ, નામ કર્મ, ગોત્ર કર્મ તથા અંતરાય કર્મ એમ આઠ પ્રકારે કર્મો માન્યાં છે જ્ઞાનાવરણીયમાં પણ મતિ જ્ઞાનાવરણીયાદિ પાંચ પ્રકાર એમ દરેકમા પ્રકારો છે જૈનોએ પુણ્યતત્ત્વ તથા પાપતત્ત્વના ભેદોમાં આ કર્મોના પ્રકાર ઘટાવ્યા આશ્રવ એટલે કર્મોના આવવાના દ્વાર! સંવરે એટલે કર્મ રોકવાના કારણો! નિર્જરા એટલે કર્મ ક્ષય કરનારા કારણો! તેની વાત તો નવતત્ત્વમાં પછી, પણ પ્રથમ પુણ્ય તથા પાપતત્ત્વમાં પણ કર્મ સ્વરૂપના પ્રકારાદિનો ખ્યાલ આપ્યો પુણ્ય અને પાપનુ રહસ્ય

ઇતરોએ તો જેમ 'જીવ' તથા 'મોક્ષ' એ જેમ માત્ર શબ્દજ પકડયા, તે જ રીતે 'પુણ્ય' તથા 'પાપ' તત્ત્વને અંગે પણ માત્ર શબ્દ જ પકડયા છે પુણ્ય-પાપના ભેદો જેવુ કાંઇ છે જ નહિ પુણ્ય-પાપ પણ સ્વતંત્ર તત્ત્વ તરીકે માન્યા નથી. એ પણ પરતંત્ર પ્રેરકની પ્રેરણાને આધીન દશાવાળા! જૈનો પુણ્ય-પાપને ઉદયાદિ વડે સ્વતંત્ર તત્ત્વ માને છે.

જૈનેતરોએ એ કહેવત પ્રચલિત કરી દીધી કે 'પુણ્યે પાપ ઠેલાય' પણ એ એ વાત સાચી હોય! તો રાજાને ત્યાં આંધળોકુંવર જન્મ્યો ત્યા શુ ગણવુ? ત્યા પુણ્ય ગણવુ કે પાપ? બુદ્ધિમાન્ મનુષ્ય અંધ હોય! દેખતો મનુષ્ય બુદ્ધિનો બારદાન હોય! ત્યા પુણ્ય કે પાપ? બુદ્ધિમાન્ હોય! દેખતો હોય! પણ શ્રદ્ધારહિત હોય! અરે! શ્રદ્ધા પણ હોય! અને વર્તનમાં મીંડુ હોય! એ સંયોગોમા પુણ્ય કે પાપ? હજી આગળ વધો! માનો કે બુદ્ધિ હોય, દૃષ્ટિ પણ હોય, શ્રદ્ધા પણ હોય, વર્તન પણ હોય પણ તાકાત ન હોય! તો? પુણ્ય કે પાપ? પુણ્ય અને પાપને એ

સ્વતંત્ર ભેદો મનાય, તેના ઉદયાદિ સ્વતંત્ર મનાય તો જ દુનિયાની વ્યવસ્થાને યોગ્ય એ તત્ત્વો ગણાય અન્યથા તેમ ગણાય નહિ.

જૈનોએ તો કર્મોના મુખ્ય આઠ ભેદ માન્યા પુણ્ય–પાપના કેઈ વિભાગ–પ્રકારો જણાવ્યા કર્મોના આઠ પ્રકારની માન્યતા વિના જગતની વ્યવસ્થામાં એક કણ્ણ પણ સંગત થઇ શકે તેમ નથી

પુણ્ય પાપની શાબ્દિક માન્યતા

પ્રાણી માત્રમાં રહેલી વિચિત્રતા, ભિન્નભિન્ન આકૃતિ–પ્રકૃતિ શાથી? જ્ઞાન–દર્શનશક્તિ વગેરેમાં રહેલું અંતર કર્મને જ આભારી છે દરેકની વૃત્તિ જૂદી, સ્વરમાં, શબ્દમાં, રૂપ–રંગમાં, રંગ–ઢંગમાં, વર્ણમાં, વર્તનમાં ફેરફાર કર્મને જ અવલંબીને છે ઉચ્ચકુળ, નીચકુળ, એથી જ છે ને! દાન, લાભ, ભોગોપભોગ, વીર્યમાં જે ફરક છે, તે ત્યાં ત્યાં રહેલા ન્યૂનાધિક અંતરાયને જ કારણે છે ને! આ ફેરફાર આઠ કર્મ માનો, તેના ભેદ પ્રભેદાદિ માનો! તો જ સકારણ લાગે, વ્યવસ્થિત લાગે ઇતરોએ તો માત્ર પુણ્ય તથા પાપ શબ્દ કહીને પતાવી દીધું!

અનુકૂલતા હોય ત્યાં પુણ્ય તથા પ્રતિકૂલતા હોય ત્યાં પાપ કારણભૂત છે, એમ જૈનોએ પણ માન્યું પણ ત્યાં પણ વિચિત્રતાના કારણરૂપ અનેક ભેદપ્રભેદો રજૂ કર્યા, જ્યારે ઇતરો માત્ર અનુકૂલતા વખતે 'પુણ્ય' તથા પ્રતિકૂલતા વખતે 'પાપ કારણભૂત જણાવીને એટલે કે માત્ર શબ્દોને આગળ ધરીને અટકી ગયા. જૈન દર્શને જેમ જીવના ગુણો માન્યા, તેમ તે ગુણોને રોકનારા કારણો પણ માન્યાં,

કહેવાનું તાત્પર્ય એ જૈનોની જેમ માત્ર શબ્દથી તો ઇતરોની પણ જીવ, અજીવ, પુણ્ય, પાપની માન્યતા તો છે,

એ માન્યા વિના તો આગળ ચાલી શકાય તેમ નથી, પરન્તુ સ્વરૂપ-મન્તવ્યમાં તો આકાશ પાતાલનું અન્તર છે

ઇતરો મોક્ષમાં જ્ઞાનશૂન્યાવસ્થા માને છે.

જૈનો જીવ, અજીવ, પુણ્ય, પાપ કહીને અટકયા નહિ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ એમ નવ તત્ત્વો જૈનોએ માન્યાં છે જ્યારે કર્મ આવરણને માનવામાં આવે ત્યારે એના આવવાનાં દ્વારો, રોકવાના ઉપાયો, એનો નાશ કરવાના ઉપાયો, બંધના હેતુઓ તથા આત્માનું શાશ્વત સ્વરૂપ રૂપ તત્ત્વ, એ બધું માન્યા વિના ચાલે શી રીતે ? યદ્યપિ શબ્દોથી નવે તત્ત્વોને ઇતરો પણ માને છે, પણ સ્વરૂપનો કોઈ ખ્યાલ છે ? જૈનોએ માનેલા સ્વરૂપમાં તથા ઇતરોએ માનેલા સ્વરૂપમાં ફરક છે વૈશેષિક, સાંખ્ય, નૈયાયિકો આદિ જૈનો પણ મોક્ષને માને છે ઇતરો પણ મોક્ષ માને છે, પણ એ માન્યતા એવી કે ત્યાં જ્ઞાન પણ નહિ, ત્યાં સુખ પણ નહિ,

માન્યતા બાબતનો નવો તર્ક.

તર્ક થશે કે જીવ માનવાથી અધિક થવાનો નથી, ન માનવાથી ચાલ્યો જવાનો નથી, જીવનું સ્વરૂપ હોય, તેથી બીજું થઈ જવાનું નથી, જે છે તે જ રહેવાનું છે, તો પછી મન્તવ્યમાં ફરક માત્રથી બાધ શો ? સફેદ ચીજને કોઈ સફેદ કહે તેથી તેની સફેદાઇ વધી જવાની નથી અને લાલ કહે તેથી તે સફેદ મટવાની નથી, વસ્તુ જેવી છે, તેવી જ રહેવાની છે, તો કોઈ લાલ કહે કે સફેદ કહે ! તેથી વાંધો શો ? સૂર્યના તેજને કોઈ ન જુએ તેથી તેનું તેજ મટવાનું નથી, અને કોઈ જુએ તો તેનું તેજ વધવાનું નથી, સૂર્યનું તેજ તો જે છે તે જ છે, તે જ રીતે આત્માના ગુણને કોઈ માને કે ન માને તેથી શું ?"

ઝવેરી હીરાને હીરા કહે છે, મોતીને મોતી કહે છે, મૂર્ખ હીરાને હીરા નથી કહેતો, મોતીને મોતી નથી કહેતો, હીરાને હીરા તથા મોતીને મોતી કહેવાથી તેના મૂલ્યમાં અધિકતા નથી તેમજ તેમ ન કહેવાથી તેનું મૂલ્ય ઘટી જતું નથી ત્યારે શું ઝવેરીએ હીરા ન પારખવો? ઝવેરીને હીરામાં હીરાપણાની બુદ્ધિ હોય તો જ તે તેને ગ્રહણ કરે, સાચવે, એવી બુદ્ધિ વિના આદર કરે કયાંથી? ને મૂર્ખની વિપરીત બુદ્ધિ હોય ને તો હીરાને કાચ માનીને ફેંકી જ દે, કે બીજું કાંઇ કરે? જૈનોએ આત્મામાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય, અનંત સુખ માન્યા, એના આવરણો માન્યાં એટલે ઉપાયો પણ માન્યા, ઉપાયનું ફલ માન્યું

મોક્ષ તત્ત્વ અલગ કેમ?

વાદીનો પ્રશ્ન એ હતો કે મોક્ષને અલગ કહેવાની જરૂર શી? બીજાઓ મોક્ષને જ્ઞાન રહિત, સુખ રહિત અવસ્થા માને છે, જ્યારે જૈનો તેને મોક્ષ કહે છે કે જ્યાં જ્ઞાનાદિ ગુણો શાશ્વત છે. જ્ઞાનાદિ ગુણોના આવરણોને તોડે છે, નિર્જરા એ વાત ખરી! પણ વળી? એમ તો જગતનો દરેક જીવ દરેક સમયે નિર્જરા કરે છે, પણ સાથે બાંધે ય છે ને! મોક્ષ તત્ત્વ અલગ એટલા જ માટે કે ત્યાં આત્માને કર્મ ફરીને વળગે જ નહિ — આત્માએ મેળવેલા જ્ઞાનાદિ ગુણ જાય નહિં, પલટાય નહિ, ચલાય નહિ એવું જે સ્થાન તે મોક્ષ મોક્ષ એટલે જ્યાં કર્મની દખલગીરી નહિ, પુદ્ગલની દરમ્યાનગીરી નહિ. ઈતરો તો જ્ઞાન-સુખ વગેરે માનતા જ નથી એટલે ત્યાં પ્રશ્ન આગળ વધતો નથી, પણ જૈનો તો ત્યાં અનંતજ્ઞાન, અનંતસુખ માને છે અને તે આત્માના પોતાના માને છે, કર્માવરણના ખસવાથી માત્ર પ્રગટેલ એમ માને છે, માટે એના ઉપાયોમાં પણ માને છે

જૈનોનો મુદ્રાલેખ ક્યો?

જ વેપારીએ બજારમાં દુકાન કરી તેનું ધ્યેય કેવલ કમાણીનું જ હોય છે એ ઘેર હોય, ઘરે હોય છે કે ગમે ત્યાં હોય! પણ ધ્યેય કમાવાનું જ, તેમ જૈન શાસનમાં જેણે પ્રવેશ કર્યો તેનું ધ્યેય એક જ, કર્મ નાશનું! જૈનોનો ગુરૂ મંત્ર જ એ છે. બીજાઓમાં 'शरण', 'नमस्ते' કહી દે એટલે બસ! બૌદ્ધો બુદ્ધને, સંઘને, સાધુને શરણ કહે એટલે બસ! ગમે તેવી મોટી ક્રિયામાં પણ ધ્યેય આટલું જ!

જૈન દર્શનમાં પંચ પરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રના સ્મરણ જેવી નાનામાં નાની ક્રિયામાં પણ ધ્યેય કયું? एसो पंचणमुक्कारो, सव्वपावप्पणासणो એ પંચ પરમેષ્ઠીને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે ઉદ્દેશ સર્વ પાપના નાશનો છે ગુરૂ મંત્ર જ એ છે કે સર્વ પાપનો નાશ કરો! ત્યાં લક્ષ્ય જ સર્વ પાપના નાશનું છે લક્ષ્ય વગરનું બાણ વેધક ગણાય? લક્ષ્ય વિના બાણ મારનાર બાણાવલી મનાય? તાકોડી તો નિશાનને તાકે તે જ કહેવાય? આ નમસ્કારને પહેલું મંગલ કહ્યું કેમકે તે સર્વ પાપનો નાશ કરનાર છે. સર્વ પાપનો નાશ એ જ મંગલ સર્વ પાપના નાશને ધ્યેય મનાય તો જ મંગલ મનાય. 'पढम हवइ मंगलं' એ પ્રથમ મંગલ છે પ્રથમ પાંચ પરમેષ્ઠીને નમસ્કાર તો ખરો! પણ શાને માટે? સર્વ પાપના નાશને માટે. એ ધ્યેય એ લક્ષ્ય દૃષ્ટિ બહાર ન જાય માટે તો एसो पंचणमुक्कारो० આદિ પછીના ચાર પદોની યોજના છે

ભગવતીજીમાં પાંચ પદો કેમ.

સ્રઓને ચાલતી લાઈન ઉડાવવી છે, વહેતી ગંગા રોકવી છે, તેઓ શ્રી ભગવતી સૂત્રનો દાખલો આગળ કરીને કહે છે કે "પ્રથમના પાંચ પદો જ બોલવા બસ છે! 'एसो पंचणमुक्कारो

વગેરે બોલવાની શી જરૂર ? શ્રી ભગવતી સૂત્રના મંગલાચરણમાં ચાર પદ કહ્યા છે ?" શ્રી ભગવતીજીમાં ચાર પદ નથી એ વાત ખરી ! પણ ત્યાં એ નમસ્કાર મહામંત્ર સૂત્ર ગૌણ તરીકે છે મુખ્ય નથી, પણ સૂત્રના અંગ તરીકે છે પોતે અંગી નથી મંગલ તરીકે મંગલાચરણમાં સ્મર્યું છે, પણ ત્યાં પ્રાધાન્ય નથી જ્યાં વસ્તુ ગૌણ હોય, અંગ તરીકે હોય ત્યાં તેને પ્રધાન તરીકે-અંગી તરીકે શી રીતે પ્રવર્તાવાય ? શ્રી ભગવતીજીની સિદ્ધિની અપેક્ષાએ તો ત્યાં એ વસ્તુ અંગ રૂપ છે અંગીનો મહિમા અંગમાં દેવાય ? કાઉસ્સગ્ગને અંતે जाव अरिहंताणं भगवंताणं न पारेमि બોલો છો ત્યાં पसो पंचणमुक्कारो નથી બોલાતું, કેમકે ત્યાં 'अरिहंताणं' આદિનું સ્મરણ કાઉસ્સગ્ગના અંગ રૂપે છે પરમેષ્ઠી પાંચનું સ્મરણ કે એકનું સ્મરણ (મર્યાદારૂપ) પણ તે અંગ રૂપે છે, અંગી તરીકે નથી નવકાર મંત્ર પોતે અંગી છે, મુખ્ય છે, માટે ત્યાં ધ્યેય પ્રકાશન એટલે એ જ અંગમાં અંગીનો મહિમા ન હોય, અંગીમાં મહિમા એ જ અંગ છે.

મૂળ વાત ઉપર આવો ! ! ! નાનામાં નાની ક્રિયા, પંચ પરમેષ્ઠિ નમસ્કાર મંત્ર સ્મરણની બે ચાર સેકન્ડની ક્રિયામાં પણ ધ્યેય કયું રાખ્યું ? અને જાહેર પણ શું કર્યું ?

' पसो पंचणमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥"

એ પાંચ પરમેષ્ઠીઓને કરેલ નમસ્કાર રૂપ મહાશ્રુતસ્કંધ સર્વ પાપનો નાશ કરનાર છે, તેમજ સર્વ માંગલિકોને વિષે એ પ્રથમ મંગલ છે.

મોક્ષનું ધ્યેય કેમ ?

જૈન દર્શનમાં સર્વ પાપના નાશને જ મંગલ માનવામાં આવ્યું છે. આત્માના સર્વ પાપનો નાશ થાય એ માટે જ

નમસ્કાર (પંચ પરમેષ્ઠિને) છે સર્વ પાપનો નાશ એટલે આત્માના ગુણોના તમામ આવરણોનો નાશ આ ક્યારે મનાય? આત્મા ગુણમય મનાય તો જ ને! આત્મા અનંત જ્ઞાનમય, અનંત દર્શનમય અનંત વીર્યમય, અનંત સુખમય મનાય તો જ આવરણ મનાય, અને તો જ આવરણનો નાશ મનાય જ્યાં સર્વ પાપના નાશથી આત્મા અનંત જ્ઞાનાદિ ગુણમય વિશુદ્ધ સ્વરૂપમાં રમમાણ છે. વિદ્યમાન છે, એ જ સ્વરૂપે શાશ્વત છે, એ જ મોક્ષ. જે દર્શનમાં મોક્ષનું સ્વરૂપ આ રીતે મનાય તો તે મેળવવા માટે ઉપાય થાય ને! જ્યાં મોક્ષ એટલે જ્ઞાનશૂન્યાવસ્થા તથા સુખ રહિત અવસ્થા મનાય ત્યાં પ્રયત્નનો પ્રશ્ન જ નથી

## મૂર્ખાઇ કોની?

કોઈ કારણસર એક રાજાએ તિજોરીમાંના કેટલાક દાગીનાઓ, હીરા-મોતી આદિ નંગો વેચવા કાઢયા. ઝવેરીઓને કચેરીમાં બોલાવ્યા. રાજા દીવાન અધિકારીઓ વિગેરે તમામની હાજરીમાં દાગીનાઓ એકઠા થયેલા ઝવેરીઓને દેખાડવામાં આવ્યા બધા દાગીના જોઇ રહ્યા પછી રાજાએ કહ્યું "આજ તો તમે ઘેર જાઓ! બરાબર વિચાર કરીને કાલે કચેરીના વખતે આવજો અને પરવડતું મૂલ્ય જણાવજો!" બધા પોતપોતાના ઘેર ગયા.

એક ઝવેરીની એક દાગીનામાં જડાયેલ એક હીરા ઉપર નજર ઠરી ગઈ હતી એને એમ લાગ્યું કે "આ નંગ, આ હીરો છે તો અમૂલ્ય! પણ બરાબર ગોઠવાયો નથી કારીગરને યથાર્થ રીતિએ ગોઠવતાં આવડયું નથી ઉપર તેણે પોતાની કારીગીરી પણ કેળવી નથી એ આ નંગને અંગે યોગ્ય કારીગીરી થાય તો તે મુગટનું અમૂલ્ય નંગ બને તેમ છે"

બીજે દિવસે નક્કી કરેલા વખતે બધા આવ્યા, પરન્તુ પેલો વેપારી (જેને હીરાની કિંમત હૃદયમા જચી હતી) કોઈ કારણસર આવી શકયો નહિ આવેલા વેપારીઓ તો પોતપોતાને પરવડતો માલ લઈ ગયા રાજાને તો માલ વેચવાનો જ હતો મૂલ્યમાં જેઓ વધ્યા, તેઓ તે તે અલકાર લઈ ગયા જરા મોડેથી પેલો વેપારી આવ્યો અને પેલો દાગીનો જોવા માગ્યો અધિકારીઓએ એ દાગીનો તો વેચાઇ ગયાનુ જણાવ્યુ ત્યારે તેણે તે દાગીનો કેટલામા ગયો ? તે પૂછ્યુ; અધિકારીઓએ તે જણાવ્યુ એટલે તેણે ઉપાલભ રૂપે અધિકારીઓને કહ્યુ "આવો મૂલ્યવાન્ અલકાર નજીવી કિંમતમા આપી દીધો ? આવી બેદરકારી! આવી મૂર્ખાઈ! તમે મ્હોટી ભૂલ કરી છે" અધિકારીઓએ જણાવ્યું "શેઠ! તમે શ્રીમત છો, ઝવેરી છો, વેપારી છો, પરન્તુ શિસ્તનો ભગ કરીને બોલો છો તે યુક્ત નથી અમે તો એ 'નગની કિંમત જાણતા નહોતા, એટલે જે મળ્યુ તેટલામા વેચ્યુ, પણ તમે તો જાણતા હતા ને! તમને દેખાડવામા આવ્યુ હતુ, તમને આજનો ટાઇમ આપવામા આવ્યો હતો છતા તમે આવીને કેમ ખરીદ ન કર્યું ? ભૂલ તે અમારી કે તમારી ?" એ વેપારી શુ બોલે ? મૂર્ખાઈ-વેચનારની કે મૂલ્ય જાણવા છતા ન લેનારની લેવામા બેદરકાર રહી તક ખોનારની જ મૂર્ખાઈ છે.

વશપરપરાની ગુલામી!

જેનો જ્ઞાન, દર્શન, વીતરાગપણું, વીર્ય, સુખ એ આત્માના ગુણો માને અને એ ગુણો સર્વથા સર્વદા મોક્ષમાં જ છે, (એ ગુણોની શાશ્વત પ્રાપ્તિ એનુ નામ જ મોક્ષ) માટે તેને માટે તેઓનો પ્રયત્ન હોય ઇતરો મોક્ષ એટલે જ્ઞાનાદિ શૂન્યાવસ્થા માને એટલે

એમની દૃષ્ટિએ તો જ્ઞાન, દર્શન વીતરાગપણું, વીર્ય, સુખ એ તો આત્માની ઉપાધિ થઈ! જેઓ સ્વરૂપ માને તેઓ માટે તે ઉપાદેય, જેઓ ઉપાધિ માને તેઓ માટે તો હેય જ ને! જૈનો જ્ઞાન, દર્શન, વીતરાગતા, સુખ, શક્તિને ઔપાધિક નથી માનતા, સ્વાભાવિક માને છે, જ્યારે ઈતરો સ્વાભાવિક નથી માનતા, ઔપાધિક માને છે, સમ્યક્ત્વ અને મિથ્યાત્વ તે આ! આ જ દૃષ્ટિનો ફેરફ!

શત્રુના થાણાને ઓળખો!

દેશને અંગે વિચારી જુઓ! કે જે મનુષ્ય શત્રુના થાણા કયાં છે? તે જોઈ શકે તે બચાવ તથા આક્રમણાદિનો વિચાર કરી શકે જે ઘરના ઓરડા બહારનું જાણે જ નહિ તેનાથી શું થવાનું? જીવને અંગે પણ જે દુશ્મનનાં થાણાં જાણે તે જીવ જ બચાવ તથા આક્રમણ કરી શકે ને! આઠ પ્રકારનાં કર્મ શું છે? તે છે શત્રુનાં થાણા! આત્માના કેવલજ્ઞાનને આવરનાર કર્મનું નામ કેવલજ્ઞાનાવરણીય કર્મ, આત્માના કેવલદર્શનને, 'આવરનાર કર્મનું નામ કેવલદર્શનાવરણીય કર્મ, યાવત્ અંતરાય સુધી આઠે પ્રકારના કર્મો આત્માના ગુણોને આવરે છે જેને પોતાની જમીનનો ખ્યાલ નથી! પોતાની જમીનમાં શત્રુ કયાં કયા ઘૂસેલો છે? તેનો ખ્યાલ નથી! તેની સલામતી કેટલી? એ તો યાવચ્ચંદ્રદિવાકરૌ ગુલામીમા જ સબડતો રહેવાનો. જે શત્રુ ન ઓળખે, તેના થાણાને ન જાણે તે તેની ઉઠાવગીરી તો કરાવી શકે જ કયાથી? આત્માઓની ગુલામી વ શપર પરાની થઈ પડે તે જ રીતે કર્મના થાણા જીવ જાણે નહિ! જાણે નહિ એટલે પ્રયત્ન કરે નહિ! તો પછી કર્મ-શત્રુ ખસે શી રીતે?

પુણ્ય અને પાપ એટલે ?

પાપ એ જીવને કર્મ રાજા તરફથી દંડનીતિ છે, જ્યારે પુણ્ય એ શોષણ નીતિ છે, કર્મરાજા આ બેય નીતિથી જીવને રમાડે છે, રખડાવે છે, હેરાન-પરેશાન કરે છે શત્રુની આ નીતિનું જ્યા જ્ઞાન-ભાન જ ન હોય ત્યા તેનુ નિવારણ, તેની સામે આક્રમણ તો હોય જ ક્યાથી ? જૈનેતરોમા આવી વિચારસરણી જ નથી, જૈનોએ તો જીવને જ્ઞાનાદિ ગુણમય માન્યો, કર્મને શત્રુ માન્યા, જ્ઞાનાવરણીયાદિ કર્મના થાણાને ખ્યાલમા લીધા, એટલે એને શત્રુની દંડનીતિ તથા શોષણનીતિનો ખ્યાલ જરૂર આવે ?

આનુ નામ સમકિત

વસ્તુનો ખ્યાલ વસ્તુ સ્વરૂપે આવવો એનુ જ નામ સમકિત. શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ શુદ્ધ ધર્મને માનવા તે સમકિત એ વાત ખરી ! પણ એ શા મુદ્દાથી ? શત્રુને ઓળખાવનારા, શત્રુનું સ્વરૂપ, અને તેના થાણા જણાવનારા, તેમ જ તેના નાશનો ઉપાય બતાવનારા છે એજ મુદ્દાથી ને ! શત્રુની દંડનીતિ, શોષણ નીતિ એમણે બતાવી, માટે એમને માનવામા સમકિત એ સ્પષ્ટ છે દેવે કર્મરૂપી શત્રુનો નાશ કર્યો છે, ગુરૂ એના નાશની સાધના કરે છે, ધર્મ એના નાશનો અમલ કરાવે છે, માટે તે સમકિત.

મહત્ત્વની વાત

આ બધુ છતા એક વાત ધ્યાનમા રાખવાની છે લુગડામાથી સાબુથી મેલ નીકળે ખરો ! પણ કઈ રીતે ? લુગડાને પથ્થર ઉપર સાબુ ઘસે તો ! તે દરેક ઘસરકે મેલ નીકળે અને

જગનારમા લુગડુ ચોખ્ખુ થઈ જાય, પણ સૂકે લુગડે સાબુ ઘસે તો ક્રિયા નકામી જાય, મેલ તો ન નીકળે પણ લુગડુ જીર્ણ થાય

આટલા જ માટે શાસ્ત્રકાર મર્યાદા તરફ ધ્યાન ખેચે છે. પચ્ચક્ખાણ કે જે શબ્દ જૈન સમાજમા ખૂબ જાણીતો અને માનીતો છે તેમાં નવુ વાત છે પચ્ચક્ખાણ શબ્દ તો પ્રાકૃત ભાષાનો છે, પણ તેને સસ્કૃતમા प्रत्याख्यान કહે છે પ્રથમ પ્રતિ, પછી આ, પછી ખ્યાન, જેની પ્રતિકૂલતા કરવાની છે, તેનો ખ્યાલ કરાવવા પ્રતિ શબ્દ પ્રથમ છે, પણ કોની પ્રતિકૂલતા ? આત્માને અનાદિકાલથી રખડાવનારા એટલે કે આત્માના સ્વરૂપને અગે જેઓ અનાદિથી પ્રતિકૂલ છે ને ઇન્દ્રિયોના વિકારો, મનના ક્રોધાદિ આવેશો તથા અઢાર પાપ પ્રવૃત્તિઓની પ્રતિકૂલતા કરવાની છે જ્યા ત્યા પ્રતિકૂલતા કરે તો તે મર્યાદ રહિત પણ ગણાય. મર્યાદા આવશ્યક છે માટે 'આ' રાખ્યો આ ઉપસર્ગ મર્યાદા સૂચક છે અને પછી ख्यान એટલે કથન યાને ગુરૂ સમક્ષ જાહેર પ્રતિજ્ઞા.

## ધ્યેય ક્યારે જાહેર કરાય ?

એ યાદ રાખજો કે શત્રુના થાણાનો કબજો મેળવ્યા વિના એ ઉતાવળ કરી ધ્યેય બહાર પાડવામાં આવે તો શુ થાય ખૂનામરકી થાય શત્રુ તમારૂ ધ્યેય જાણી જાય, મરણીઓ થાય અને કેવલ અવ્યવસ્થા, અ ધાધૂધી વ્યાપે અને કતલેઆમ ચાલે શાસ્ત્રકાર કહે છે કે કર્મ–શત્રુના થાણા જાણી લેવા અને કબજો મેળવવો તે પહેલા ધ્યેય વ્યક્ત થાય નહિ ';

વર્તમાન ઈતિહાસ તરફ નજર કરો !

એશિયાના મુખત્યાર કે જર્મનના મુખ ચાર હીટલરે કેટલી લ્હાણ કરી ? સ્પેનનો ઇતિહાસ જુઓ ! તો પણ એ જ ફાસમા નેપોલીઅન પછી નેહરુ પણ ગયાથી જ પ્રજાસત્તાકની સ્થાપના કરી.

એક જ દાખલો તુર્કીના આતાતુર્કનો નોંધવા જેવો છે કે જેણે એક પણ લોહીનું ટીપું પાડ્યા વિના પ્રજાસત્તાકની સ્થાપના કરી. તુર્કીના સુલતાનને આપોઆપ રાજીનામુ આપવુ પડયુ એવું શાહીવાદ–સામ્રાજ્યવાદને દેશ પણ કુશળ વિના સેવાડી દીધા પણ ક્યારે ? સામ્રાજ્યવાદના તમામ સ્થાનોમા પ્રથમ પોતાનો કબજો કરીલીધો ત્યારે ! શુ રેલ્વેમા ? શુ પોસ્ટમા ? શુ તારમા ? શુ ટેલિફોનમા ? જ્યા જુઓ ! ત્યાં આતાતુર્કનુ સર્વસ્વ ! તમામ ખાતાના અધિકારીઓને પોતાના પક્ષમા મેળવી લીધા. અરે સુલતાનના બોડિગાર્ડો પણ આતાતુર્કના ! આટલી હદે પોતાના કબજાને વ્યાપક બનાવ્યા પછી જ્યા પ્રજાએ "પ્રજાસત્તા"નુ ધ્યેય જાહેર કર્યું કે શબ્દ માત્રથી સુલતાનને રાજીનામુ આપી ખસી જવુ પડયુ

૪૮ મિનિટની અદ્દર મોક્ષ !

એ જ રીતે આત્માએ પણ એ જ નીતિ અખત્યાર કરવાની છે આત્મ સામ્રાજ્યમા જ્ઞાનાવરણીયાદિ દુશ્મનોના થાણા અનાદિથી જડબેસલાક છે કર્મ રાજા દંડનીતિ તથા શોષણ નીતિથી આત્માને સતાવે જ જાય છે. એ કર્મ ઉપર કબજો મેળવવો એ પ્રથમ કાર્ય છે, અને તેને માટે ઉદયમાં આવેલા કર્મનો ક્ષય કરવો, સત્તામા રહેલા કર્મ ઉપર કબજો મેળવવો, બધ પડવા ન દેવો વગેરે જરૂરી છે આત્મા શત્રુના થાણાને કબજે કરી પછી આક્રમણ કરે તો શાસ્ત્ર કહે છે, કે

અંતર્મુહૂર્તમાં ધાર્યું કરે આત્મીય-સામ્રાજ્ય મોક્ષ હસ્તગત કરે મુહૂર્ત એટલે ૪૮ મિનિટ (અંતર્મુહૂર્ત એટલે તો ૪૮ મિનિટની અંદર) આત્મા પોતાની શુદ્ધ જ્ઞાનમય દશા, શુદ્ધ દર્શનમય દશા, અવ્યાબાધ દશા, જ્યાં કર્મની ડખલગીરી પુદ્ગલની દરમ્યાનગીરી નથી, તેવી સ્થિતિ કાયમ માટે માત્ર ૪૮ મિનિટની અંદર મેળવી લે! અનાદિ કાળના મૂળીઆ ૪૮ મિનિટની અંદર ઉખડી જાય. આ મૂળીઆનો ઇતિહાસ કાંઈ સો બસો વર્ષોનો નથી, પણ અનાદિ કાલનો છે. મોક્ષ ૪૮ મિનિટમાં મળે, સંપૂર્ણ સામ્રાજ્ય કે સ્વાતંત્ર્ય ૪૮ મિનિટમાં મળે, અનાદિ મિથ્યાત્વાદિથી ટેકરો માગી ૪૮ મિનિટમાં અનંતજ્ઞાનાદિ ગુણ સમૃદ્ધિ સાંપડે, પણ એક શરતે! શત્રુના થાણા ઉપર કબજો મેળવવો! શક્તિ ફોરવતા પહેલાં આ કરવું.

મોક્ષ એટલે?

જ્યાં જન્મની જકડ તથા મરણની પકડ નથી તે મોક્ષ, જેને જીભ જ ચલાવવી હોય, જ્યાં ત્યાં રેડવવું જ હોય તે તો કહી દે કે 'પણ મોક્ષમાં છે શું? નહિ ખાવું, નહિ પીવું, નહિ પહેરવું, નહિ ઓઢવું, ત્યાં છે શું?' મહાનુભાવ! જન્મની જકડ અને મરણની પકડ ચૌદ રાજલોકમાં સર્વત્ર છે, ને ત્યાં નથી. ચૌદ રાજલોકમાં મોક્ષ જ એક એવું સ્થાન છે, કે જ્યાં જન્મથી જીવને જકડવાનું અને તેથી મરણની પકડમાં પકડાવાનું નથી, ખાનપાનની દૃષ્ટિ, પહેરવા-ઓઢવાની દૃષ્ટિ એટલે પૌદ્ગલિક દૃષ્ટિ! એ દૃષ્ટિએ તો પરદેશીને મજબૂત બનાવ્યા. ઇંદ્રિયોના સુખ સાધન સામગ્રીમાં ગ્યાથી જ પરદેશીનો કબજો થયો ને!

### પૌદ્ગલિક દૃષ્ટિ જાય કે તરત મોક્ષ!

અનાદિથી કર્મે પગદંડો જમાવ્યો છે તે પૌદ્ગલિક દૃષ્ટિના જ કારણે! આત્માને પોતાની સ્વતંત્રતાનો ખ્યાલ આવે અને તે સ્વતંત્રતા લેવા યથારીતિ પ્રયત્ન કરે તો અનાદિથી પગદંડો કરી બેઠેલી કર્મની સત્તાનો પણ નાશ થયે જ છૂટકો! જ્યાં ગુલામગીરી નથી, જ્યાં માત્ર સ્વાતંત્ર્ય છે, જ્યાં લેશ પણ કર્મની ડખલગીરી નથી, પુદ્ગલની દરમ્યાનગીરી નથી, એવું સ્થાન માત્ર મોક્ષ છે, કેવલ નિરાબાધ સ્થાન જ મોક્ષ. મોક્ષ વિના એવું એક પણ સ્થાન નથી કે જ્યાં હંમેશને માટે આત્માને કેવલ જ્ઞાન, ક્ષાયિક સમ્યક્ત્વ, યથાખ્યાત સંયમ, અનંત વીર્ય મળે અને ટકે, ન નાશ થાય, ન પલટાય, ન ઘસાય. મળેલા કેવલજ્ઞાનાદિ ગુણોનો નાશ કદી ન થાય, કદી પલટાય, નહિ કદી ઘસારો પણ ન થાય એવું સ્થાન એક મોક્ષ જ છે. આવું મોક્ષ ૪૮ મિનિટની અંદર હથેલીમાં મળે પણ પ્રથમ શત્રુના થાણાને જાણો! તેની સામે તમારો ધ્યાન મજબૂત રાખો! અને આક્રમણ કરી તે થાણાનો કબજો મેળવો! આટલી શક્તિ કેળવો તો ૪૮ મિનિટની અંદર મોક્ષ તમારો! તમે મોક્ષના માલીક! આ સમજાય એનું નામ સમ્યક્ત્વ!

### પ્રત્યાખ્યાનનું રહસ્ય

સરકાર ક્યારે રચાય? દુનિઆનો ઇતિહાસ અવલોકો! તો જણાશે કે પ્રથમ સ્વાતંત્ર્ય, પછી સ્વાસ્થ્ય અને પછી સરકાર. સ્વાતંત્ર્ય તથા સ્વાસ્થ્ય વિના સરકાર રચવા જાય તો ફજેતીના ફાળકા થાય. પ્રથમ સ્વાતંત્ર્ય અને સ્વાસ્થ્ય સાંપડે પછી જ સરકારની રચનાને સ્થાન છે.

આટલુ ખ્યાલમા લેવામાં આવે તે પ્રતિ+આ+ખ્યાનનું રહસ્ય સમજાશે પ્રથમ તો પ્રતિકૂલને પ્રતિકૂળ તરીકે લક્ષ્યમા લેવાનુ છે શું પ્રતિકૂલ છે તે સમજવાનુ છે ઇન્દ્રિયોના વિષયોના આવેશો, અઢાર પાપવૃત્તિઓને પ્રતિકૂલ થવુ એવો ખ્યાલ પ્રથમ આવશ્યક છે, પછી મર્યાદા નક્કી કરવાની છે, શ્રી જિનેશ્વર દેવે વિહિત કરેલી મર્યાદા જે સ્વાસ્થ્ય રૂપ છે તે સિદ્ધ કરવાની છે, અને પછી ધ્યેયની ઉદ્‌ઘોષણા કરવાની એટલે કે પ્રતિજ્ઞા કરવાની છે. ગુરૂ સમક્ષ જાહેર પ્રતિજ્ઞા તે પચ્ચખ્ખાણ.

## પાચમી કતારનુ પરાક્રમ!

આટલે પહોચ્યા એટલે સરકાર સ્થાઈ ગઈ? ના! ખરી સાવચેતી તો હવે જ રાખવાની છે વિરોધીઓ તમારો કેડો છોડે એમ ન સમજશો. સરકાર ન સ્થાય ત્યાં સુધી તો ડખલ કરવાના જ પાચમી કતાર કયાં નથી ઘુસતી? પાચમી કતારનો સખ્ત હથીઆર તો વખતે લે! બાકી તો ગજી કરીને ફસાવે છે કર્મ રાજાએ પણ મોહનીય રૂપી પાચમી કતાર રાખેલી છે. એનુ કામ જ એ કે આત્માનો કેડો છોડવો નહિ તેરમે ચૌદમે તો કેવળ જ્ઞાન એટલે, ત્યાં કર્મનુ ચાલતુ નથી, પણ અગીઆરમા ગુણસ્થાનકે થી મોહરૂપી પાંચમી કતાર આત્માને પછાડે છે "જેવા સિદ્ધિમા દળીયાં તેના તેરમે-ચૌદમે દળીઆ હોય છે." અગીઆરમે ગુણઠાણે ઉપશાત મોહ સુધીની સ્થિતિ એટલે સ્વાત અ-સ્વાસ્થ્ય ખરૂ! પણ સરકાર સ્થાઈ નથી, ત્યા મોહરૂપી કતાર આવીને ખડી થાય છે. અગીઆરમે ગુણઠાણેથી આત્માને કયાં પછાડે? છઠ્ઠે-સાતમે તો હિચોળો પણ છે, સૂએ છે, છઠ્ઠેથી સાતમે જાય, સાતમેથી છઠ્ઠે આવે, પણ અહિ તો અગીઆરમા ગુણસ્થાનકેથી પડયો તે સીધો પહેલો આવે, ઠેઠ પછડાય પહેલાની કોઈ જબ્બર આરાધના હોય તો કથંચિત્ વચ્ચે નહિ તો છેક નીચે જ પટકાય!

છે અગીઆરને ગુણસ્થાનકે એટલે મોક્ષના પગથીએ પહોંચવાને પણ પાયમી કનાર આ જીવને પકડે છે એટલે ત્યાં સાવચેતી નાખવાની છે.

હવે પચ્ચક્‌ખાણના બે ભેદ છે. ૧ દ્રવ્ય પચ્ચક્‌ખાણ ૨ ભાવ પચ્ચક્‌ખાણ.

દ્રવ્ય પચ્ચક્‌ખાણ તેનું નામ કે જેમાં મોહ રૂપી પાયમી કનાર બળી હોય, ભાવપચ્ચક્‌ખાણ તેનું નામ કે જેમાં મોહ રૂપી પાયમી કનાર બળી ન હોય.

અગીયારમા ગુણઠાણેથી પડવાનુ ખરૂ કારણ

અહિં સહજ પ્રશ્ન થવો સંભવિત છે કે અગીઆરમે ગુણસ્થાનકે રહેલાને એવા કયો મોહ થાય કે જેથી આટલું પતન થાય? ત્યાં હાટ હવેલી નથી! કુટુંબ કબીલો નથી! કોઈનો પરિચય નથી! ત્યાથી પતન અને તે આટલી હદે? એ તો પાયમી કનારનુ પરાક્રમ છે છેને! જેટલે ઉંચે ચઢવાનુ થાય તેનુ પતન પણ તેટલે નીચે થાય, તેમા નવાઈ શી? ઉંચેથી પડનાર તેના હાડકા-પાસળા સલામત રહે ખરા? અગીઆરમે ગુણસ્થાનકે પહોચેલા પડે તે એવા પડે કે ન પૂછો વાત! ત્યા મોહ કેટલો! એમને પછાડવાને મોહે કેટલુ કરવાનું! ત્યાથી તો લપસાવવાનુ જ કામ મોહની કનાર માત્ર કરવાનુ છે

ખરી સાવચેતી!

'આ મુહપત્તિ સારી છે' બસ! આટલો મોહ જ ત્યાંથી પછાડવા માટે પૂરતો છે માટે જ શાસ્ત્રકાર કહે છે કે, પાયમી કનારૂપ મોહ વીતરાગનો પણ પલ્લો પકડે છે. અગીયારમે

ગુણસ્થાનકે પહોંચેલા એટલે મોક્ષના માર્ગથીએ જ મનાય તેથી જ શાસ્ત્રકારે એમ કહ્યું કે વીતરાગનો પણ પડનાર મોહથી ખૂબ સાવચેત રહેવા જેવું છે.

આથી જ પચ્ચક્ખાણ કરવા ઉદ્યત થયેલા ભાગ્યવાનને શાસ્ત્રકાર ચેતવણી આપે છે કે ઇંદ્રિયોના વિકારની, મનના આવેગોની તથા અઢાર પાપ પ્રવૃત્તિઓની પ્રતિકૂલતા લક્ષ્યમાં લીધી, મર્યાદાને પણ વિચારી ' પ્રતિજ્ઞા કરવા તૈયાર થયા ' પરંતુ મોહથી સાવચેત રહેજો ! ' જીવનમાં કુશળ મોહથી જાગૃત રહેવા ભાર દઈને શાસ્ત્ર જણાવતું કરતા કહે છે કે–પચ્ચક્ખાણ પણ બે પ્રકારે છે જો મોહ ભળ્યો તો તે પચ્ચક્ખાણ દ્રવ્ય પચ્ચક્ખાણ ગણાશે અને મોહ નહિ ભળે તો તે ભાવ પચ્ચક્ખાણની કોટિમાં જશે.

હવે દ્રવ્ય પચ્ચકખાણ તથા ભાવ પચ્ચક્ખાણને અંગે વધુ વિવરણ અગ્રે વર્તમાન

★

## પ્રધાન કર્ત્તવ્ય

दृढतामुपैति वैराग्य-भावना येन येन भावेन ।
तस्मिंस्तस्मिन् कार्यं, कायमनोवाग्भिरभ्यासः ॥

જે જે વિચારણા કે આચરણાવડે વૈરાગ્યની પરિણતિ દૃઢ થાય, તે તે પ્રવૃત્તિ કે વિચારોમાં મન, વચન અને કાયાથી સતત પ્રવૃત્તિ ચાલુ રાખવી તે કલ્યાણકામી મુમુક્ષુઓનું પ્રધાન કર્ત્તવ્ય છે.

—પ્રશમ૦ । ગા ૧૬



## વ્યાખ્યાન ૯

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यान द्विधा मतम् ।
अपेक्षादिकृत, ह्याद्य-मतोऽन्यच्चरम मतं ॥

હારિ૦ અ ૮ શ્લો ૧

### જૈનોમાં અને ઇતરમાં મોક્ષ તત્ત્વની માન્યતામાં ફરક શાથી?

મોક્ષની વ્યાખ્યા?

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજા ભવ્ય જીવોના ઉપકારાર્થે અષ્ટકજી પ્રકરણની રચના કરતાં થકા પ્રત્યાખ્યાનાષ્ટકમાં જણાવી ગયા કે, આ સંસારમાં જીવ અનાદિકાલથી જન્મ અને કર્મની પરંપરાથી રખડી રહ્યો છે એ પરંપરા ટળે એટલે મોક્ષ જૈનો જેને મોક્ષ કહે છે અને જૈનેતરો જેને મોક્ષ કહે છે તેના રહસ્યથી મહાન્ અંતર છે ॥૮

જૈનો મોક્ષ તેને કહે છે કે જ્યાં આત્મા પોતાના જ્ઞાનાદિ ગુણમા શાશ્વતરૂપે સ્થિત છે આત્માના અનતજ્ઞાન, અનતદર્શન, અનત સુખ, અનતવીર્ય, એ ચાર ગુણોનો જ્યાં નથી નાશ થતો, નથી ફેરફાર થતો, નથી લેશ પણ ઘસારો થતો તે સ્થાનને મોક્ષ માનવામા આવ્યુ છે ત્યાં આત્મા સ્વ–સ્વરૂપને શાશ્વત અનુભવે છે. ઈતરો મોક્ષ શબ્દને માને છે પણ 'મોક્ષ એટલે જ્ઞાન વગરની–સુખ વગરની અવસ્થા–શૂન્યાવસ્થા' એમ માને છે

તત્ત્વની માન્યતામા ફેરફ

પ્રથમ તત્ત્વ જીવ તત્ત્વ છે, એ પ્રથમ તત્ત્વની માન્યતાથી જ જૈનદર્શનમાં તથા વૈશેષિક, નૈયાયિક, સાંખ્ય, શૈવ, વૈષ્ણવાદિ ઈતર દર્શનમા ફરક ચાલુ છે શબ્દથી તો બધાય નવેય તત્ત્વોને માને છે પણ સ્વરૂપની માન્યતામાં મોટો વાંધો છે જીવમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સુખ વગેરે ગુણોને જૈન દર્શને સ્વાભાવિક માન્યા છે, જ્યારે ઈતરોએ એ ગુણો આવ્યાં અને ગયા માને ઉપાધિમય માન્યાં છે જીવ 'તત્ત્વમા જ ગુણોને' ઉપાધિરૂપ માને તો પછી મોક્ષને જ્ઞાનાદિશૂન્ય માને તેમા નવાઈ નથી

કોઈ એમ કહે કે "ઘરની રસોઈથી પણ ક્ષુધા શમે છે, વીશીની રસોઈથી પણ ક્ષુધા શમે છે, કામ તો ક્ષુધા શમનનુ છે ને! એજ રીતે લક્ષે ને કોઈ જીવના જ્ઞાનાદિ ગુણ સ્વાભાવિક માનો કે કોઈ આવ્યાં ગયાં માનો! પણ જ્ઞાનાદિ–ગુણ માને તો છે ને!"

આં જ તફાવત મોટો છે આસ્તિક માત્ર પોતાનો મત પ્રવર્ત્તાવતાં મોક્ષનું ધ્યેય રાખે છે, બતાવે છે જૈનો જેમ ધર્મનુ પરમ ફલ મોક્ષ બતાવે છે, તેમ ઈતરો પણ બતાવે છે જૈન, શૈવ,

વિશ્રુત, બૌદ્ધ બધાંજ આસ્તિકો ધર્મના પરમ ફલ તરીકે મોક્ષ તરફ જ આગળ ચીધે છે મોક્ષની માન્યતા સુધી તો વાધો નથી પણ મોક્ષનુ સ્વરૂપ કેવું ? એ સ્વરૂપ માનવામા જે તફાવત છે તે તફાવત જીવ તત્વના સ્વરૂપની મા યતામા રહેલા તફાવતને અવ લબીને જ છે

જૈનો અને ઈતરોની મોક્ષની માન્યતા

જૈનો જીવને કેવલ જ્ઞાનમય, કેવલ દર્શનમય, વીતરાગતામય, અન ત વીર્યમય અન તસુખમય માને છે એટલે કે કેવલજ્ઞાન, કેવળ દર્શન, વીતરાગપણુ અન તવીર્ય, અન તસુખ એ ગુણોને જીવના સ્વાભાવિક (પોતાના) ગુણો માને છે, જ્યારે ઈતરો સોપાધિક ગુણ માને છે આથી જૈનોએ મોક્ષમા રહેલા જીવોમાં જ્ઞાનાદિમય આત્મા માન્યો, વિશુદ્ધ સ્વરૂપે શાશ્વત સ્થિત મા યો ત્યારે ઈતરોને તો જ્ઞાનાદિગુણની મોક્ષમા નિવૃત્તિ માનવી પડી. ઈતરોએ જીવને જ્ઞાન, દર્શન, વર્તન, સુખ, સહિત ઉપાધિથી માન્યા માટે એ ઉપાધિનો (ગુણોનો) મોક્ષમા નાશ માનવો પડયો. જૈનો મોક્ષમા ગુણોની પરાકાષ્ઠા માને છે, જ્યારે ગુણનુ નામ-નિશાન પણ મોક્ષમા ન હોય એમ બીજાઓને માનવુ પડે છે.

શાથી સામગ્રીએ ઉત્પાત મચાવાય ?

આ વાત બરાબર સમજશો ત્યારે શાસ્ત્રકારો પ્રથમ ઉપદેશ સર્વવિરતિનો જ કે આપવાનુ ફરમાવે છે તેનુ રહસ્ય આવશે. પ્રથમ ઉપદેશ કયો ? 'ચારિત્ર લ્યો ' તેમા આગળ વધો !! ઉચ્ચ કોટિએ પહોચો !!! ઉપદેશ ઝીલવામા ઝીલનાર અસામર્થ્ય જાહેર કરે ત્યારે ઉપદેશ દેશવિરતિનો ઉપદેશ આપે અને ત્યાય સામો મનુષ્ય તૈયાર ન હોય તો પછી સમ્યક્ત્વનો

ઉપદેશ આપે, એટલા માટે શાસ્ત્રકારે પોતાની નહિ એવી ગાથાને પણ અપનાવી

> दंसणभट्ठो भट्ठो, दंसणभट्ठस्स णत्थि णिव्वाणं ।
> सिज्झंति चरणरहिआ, दंसणरहिआ न सिज्झंति ॥

આ ગાથા વાદી તરફની છે

વાદી શું કહે છે? વાદી કેવો ધડાકો કરે છે? યાદ રાખજો! જે શબ્દ હવે બોલાય છે તે વાદીના "આ હુંડાવસર્પિણીનો દુષમ કાલ છે, છેલ્લુ સંઘયણ છે, વિરાધનાના પ્રચૂર ભાવવાળા જીવો જન્મે છે, તેવે વખતે ચારિત્રની વાત કરો છો, તે તો ગધેડા ઉપર અંબાડીની સ્થાપના કરવા જેવું છે. અંબાડી એટલે, રાજચિહ્ન એ ખરું પણ હાથી ઉપર સ્થપાય, ગધેડા ઉપર સ્થપાય નહિ"

## વાદીનો એકપક્ષી તર્ક

વાદી કહે છે કે આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધના આ કાલના જીવોને અંગે આ સ્થિતિ છે દક્ષિણ દિશા તો દુનિયામાં પણ જમની મનાય છે પૂર્વદિશા ઈંદ્રની પશ્ચિમ દિશા વરૂણની, ઉત્તર દિશા કુબેર ભંડારીની, અને દક્ષિણ દિશા જમની છે

વાદી કહે છે- "જે પહેલાથી પ્રચૂર વિરાધક ભાવનાને ન પામેલા હોય તો તેવા જીવો, આવા સંયોગોમાં જન્મે જ શાના? ચોથા આરામાં ઉંચુ સંઘયણ પ્રથમ સંઘયણ, જીવો આરાધક ભાવનાવાળા ત્યાં તો સંયમની વાત સંગત!, પણ આજના જીવો માટે તો સદંતર અસંગત છે,"

એ વાત તો દરેકને કબૂલવી પડશે કે સામનો કરવાની સામગ્રી ન હોય ત્યાં સુધી વિચારને કેળવવા જોઈએ! સામગ્રી વિના ધાર્યું પરિણામ કયાંથી આવે? સામગ્રી તથા સાધન ન હોય ત્યારે તો માત્ર વિચારોને બલવત્તર બનાવવા એજ કાર્ય. રાજકીય ક્ષેત્રને અંગે, સાધન સામગ્રી વિના બળવા કરે! ઉત્પાત મચાવે! તે નાશ જ નોતરે છે ને!

વાદી ચોખ્ખુ નિરૂપણ કરે છે "કાચી સામગ્રીએ ઉત્પાતની સ્થિતિ મચાવે તેનો જેમ કેવો થાય? તે જ રીતિએ જમ્બૂદ્વીપે! ભરતક્ષેત્રે! અવસર્પિણીએ! તેમાં પણ હુંડાવસર્પિણી કાલે! વિરાધનાના ભારો સાથે લઈને જ જન્મેલા જીવો જો ચારિત્ર લે તો તેમનો પણ તેવો જ જેમ થાય! ત્યાં સુધી રાહ જોવી, વિચારોને બલવત્તર બનાવ્યે જવા! ગુપ્ત મંડલીમાં દાખલ થવુ! ગુપ્ત મંડલ રચવું! એટલું થઈ શકે"

સમ્યક્ત્વ જ બસ છે!!

વાદી એમ કહેવા માગે છે કે "માત્ર સમ્યક્ત્વ જ પર્યાપ્ત છે આ કાલમાં ચારિત્રનો ઉપદેશ અસંગત છે" જુલમગારનો નાશ કરવાની પ્રતિજ્ઞા ધારણ કરનારાઓનું મંડલ તે ગુપ્ત મંડલ! ગુપ્ત મંડળનું ધ્યેય શત્રુનો નાશ કરવો! કરવો!! ને કરવો!!! 'આનું નામ સમકિત'!

શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મને માનવામાં સમ્યક્ત્વ શાથી? અહિં ઢુંઢીઆના સમ્યક્ત્વની વાત નથી ત્યાં તો સમ્યક્ત્વના પડીકાં વ્યક્તિગત છે, એમનાં ગાયનોથી, પુસ્તકોથી એ સિદ્ધ છે, ચોથમલજીના સંપ્રદાયનું સમ્યક્ત્વ જુદું, જવાહરલાલજીના સંપ્રદાયનું સમ્યક્ત્વ જુદું ગાયનમાં ચોખ્ખુ જણાવે કે 'ભલે સ્વર્ગે જવું હોય તો મુનિ ચોથમલજીનું

સમકિત પાલશે ! અગર મુનિ જવાહરલાલજીનુ સમકિત પાલશે.' જે પક્ષ બોલનાર હોય તે પોતે જેને માને તે મુનિનુ નામ જણાવે અહિ તેવુ નથી અહિ તો 'जिणपण्णत्तं तत्त !" અહિ તો શ્રી જિનેશ્વર દેવના તત્ત્વની વફાદારી છે.

## ચારિત્રની શી જરૂર !

વાદી દલીલ કરે છે "સમ્યકૃત્વ પાકુ જોઈએ ! શત્રુના નાશનો સકલ્પ સુદ્દઢ જોઈએ ! યથાખ્યાત ચારિત્ર, તેને યોગ્ય સઘયણ વગેરે સાધનોવાળા સમય સુધી રાહ જોવી જોઈએ ! કાચી સ્થિતિમા એટલે પૂરતી તૈયારી કર્યા વિના બળવો કરનારો દુર્દશા પામે છે." પોતાના મન્તવ્યના સમર્થનમાં વાદી આ ગાથા રજુ કરે છે—

दमणभट्ठो भट्ठो दसणभट्ठस्स णत्थि णिव्वाण ।
सिज्झ ति चरणरहिआ, दंसणरहिआ ण सिज्झ ति ॥

શબ્દાર્થ—દર્શન-સમ્યક્‌ત્વથી ભ્રષ્ટ તે ભ્રષ્ટ કહેવાય ચારિત્રથી રાહત જીવો મોક્ષે જાય છે, પણ દર્શન-સમ્યક્‌ત્વ વિનાના જીવો મોક્ષે જતા નથી સામાને માનવું પડે તે રીતે વાદી, જાહેર કરે છે કે "શત્રુના થાણાનો કબજે મેળવાય એટલી હદે સાધન સામગ્રી મેળવ્યા પછી જ આક્રમણ કરાય તો ફવાય ! અન્યથા માર જ ખાવો પડે ! માટે હાલ તરત સમ્યક્‌ત્વ પાલન કરવું જ ઇષ્ટ છે ! ચારિત્રનો ઉપદેશ તે સાધન વિના, સામાને નુકશાનમા ઉતારવા જેવો છે ! ! !"

વર્તમાન કાલના ઇતિહાસમાં આતાતુર્કનુ જ એક દૃષ્ટાંત એવું છે કે એણે લોહીનું એક પણ ટીપુ પાડયા વિના પ્રજાને પ્રજા-સત્તાક રાજ્ય અપાવ્યુ, સુલતાનને આપોઆપ રાજીનામુ આપવું

પકડી કહીરીને * પ્રથમ ગુપ્ત તૈયારી કરી, ગુપ્ત મંડળ રચ્યું, વિચારણા મજબૂત કરી, તેમાં સભ્યો વધાર્યા અને એ સભ્યોને જ્યાં ત્યાં ઘૂસાડયા દેશ આખામાં જ્યાં જુઓ ! ત્યાં આતાતુર્કના ગુપ્ત મંડલનું જ તંત્ર ! તાર, ટેલીફોન, રેલ સ્થળ કે જળનું તમામ લશ્કર, જ્યાં જુઓ ત્યાં અધિકારીઓ આતાતુર્કના જ તાબાના ! ખુદ સુલતાનના અંગરક્ષકો પણ આતાતુર્કના '

'ચારિત્ર રહિત મોક્ષે જાય પણ દર્શન રહિત મોક્ષ ન જ જાય' આ સૂત્ર તો ચારિત્રના ઉપદેશના પ્રતિકારમાં વાદીએ ઉપસ્થિત કર્યું છે

છાપો મારવાના સામર્થ્યના અભાવે છટકું પણ નહિ ?

ચૂકાદો આપનાર કોર્ટે તો વાદી-પ્રતિવાદી બન્નેનું સાભળવું તો પડે જ ! મદાર પછી બંધાય ! નિર્ણય પછી અપાય ! બેય પક્ષનું સાભળવું પડે, સાભળેલમાંથી અનુચિતને રદ કરાય, ઉચિતને ઉચિત રીતિએ ટાંકીને નિર્ણય સભળાવાય !

શાસ્ત્રકાર વાદીના શ્લોકને ટાંકીને કહે છે કે શત્રુનો નાશનો સંકલ્પ એટલે સમ્યક્ત્વની પ્રથમ જરૂર છે એમાં તો ના નથી જ ! પણ કર્મ શત્રુ કોઈ એવો શત્રુ નથી કે વિચાર કર્યે ડરી જાય કે પાંચ પચાસ વર્ષે મરે દુનિયામાંનો દુશ્મન તો પાંચ વર્ષે પણ મરે, પણ કર્મ શત્રુ એવો નથી અલબત્ત એના નાશનો દૃઢ નિશ્ચય એ એને ઘેર કાંણું તો છે જ ! તો પણ સમ્યક્ત્વ પછી શાસ્ત્રકારે અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત એટલા લાંબા સમયની મર્યાદા મૂકી છે જે શાસ્ત્રે એટલી લાંબી મર્યાદા મૂકી છે તેજ શાસ્ત્રે એમ પણ કહ્યું છે કે, જીવ જો બરાબર પ્રયત્ન કરે તો કાચી બે ઘડીમાં એટલે અંતર્મુહૂર્તમાં (મુહૂર્ત એટલે તો ૪૮

મિનિટ–બે ઘડી) મોક્ષ મેળવે ગુપ્ત મંડલવાળાઓ ભલે લોકદમ છાપો ન મારે! પણ પ્રસંગે છટકાં તો કરે જ અને કદાચ ફસાય તો વળી છટકે એમ તો કર્યા કરેને! અલબત્ત આજે તીર્થંકર કે કેવળી નથી, એ વાત ખરી છે! પણ તેમના વચનો તો છે ને? અપ્રાપ્ય નિધાન કરતાં પ્રાપ્ય નાણાંની નાની શી થેલી કિંમતી છે જે શકય હોય તે ન મેળવવું એનું શું કારણ?

ફળ્યો તે દુષમા પણ ભલે મળ્યો!

શ્રી કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજા ફરમાવે છે કે —

> सुपमातो दु पमाया, कृपा फलवती तव।
> मेरुतो मरुभूमौ हि, श्लाघ्या कल्पतरो स्थिति ॥
>
> —વીતરાગ સ્તોત્ર પ્ર ૮ શ્લો ૨

શબ્દાર્થ (ચોથા આરા) કરતા દુષમા (પાચમા આરા)માં હે પ્રભો! આપની કૃપા શાસન પ્રાપ્તિ રૂપે સફલ છે, કેમકે મેરૂ પર્વત કરતાં મારવાડમા કલ્પવૃક્ષની હાજરીની સાચી સફલતા છે.

એટલે કે–હે ભગવન્! સુષમા કાલમાં ત્હારી કૃપાથી અનેક જીવો મોક્ષે ગયા, અને અનેક જીવો અનુત્તર વિમાને પહોંચ્યા છે, છતાં તે કાલ મારે શું કામનો? પણ જેમા ત્હારી કૃપા મ્હને મળી–ફળી એવો દુષમ કાલ જ મારે માટે તો કિંમતી છે. કલ્પવૃક્ષનો મહિમા મેરૂપર્વત ઉપર વધારે કે મરૂભૂમિમાં? મેરૂ પર્વત તો કલ્પવૃક્ષનું નંદનવન, ત્યાં તેનો મહિમા વધારે કે મારવાડમાં એક જ કલ્પવૃક્ષ હોય ત્યાં તેનો મહિમા વધારે? કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ કહે છે કે–"હે ભગવન્!"

અને તે આ દુષમ કાલમા જ ત્હારી કૃપા ફલવતી બની છે. દુષમકાલમા ત્હમે મારી ઉપર દયા કરી છે

ત્યાગી તે ભોગી બનતા હશે?

દયા કરી પ્રસન્નતા કરી એટલે "લોગસ્સ" તો બધા બોલે છે, અને તેમાં "तित्थयरा मे पसीयंतु" બધા જ બોલે છે, પણ તેનો વાસ્તવિક અર્થ ઘણા ઓછા જાણે છે શું ભગવાન્ કૃપા કરે છે? કરે છે તો 'આસા-આસીના' ન્યાયે ઓઢી-વત્તી કરે છે? ભાવનાનિ રહસ્ય સમજવુ જોઈએ, કેટલાકો આગી પૂજા વગેરેને ઉદ્દેશીને કહે છે "ત્યાગીના ભોગી બનાવવા છે?" વાસ્તવિક રીતિએ એવા જોઈએ તો હજી અહિ પણ ભગવાનને તમે કયા દાગીના પહેરાવો છો? અને તમે કયા પહેરો છો? ઉપર સોનુ અને અદર એવા ગ્સેલા ઘરેણા ભગવાનને અને પહને? અને એવા દાગીના પહેરાવવામા ય ભગવાન ત્યાગીના ભોગી થઈ જશે? આ તર્ક તો દિગમ્બર ભાઈઓએ ઊભો કર્યો છે સ્થાનકવાસીઓ તો એમની પાછળ ચાલે ગયા છે, દિગમ્બર ભાઈઓને પૂછીએ કે શુ તમારા ભગવાન્ હાથ પગ પણ ન હલાવે તેવા જડ હતા? નહિ, તો મૂર્તિ જડ કેમ? એની પ્રતિષ્ઠા શાની? દહેર શાનુ? આનુ મૂલ કયાં? ચક્ષુ ઉડાવવામાં! આ બધા વાધા ઉભા કરવા પડયા. જે પ્રતિમા માનવામાં આવે છે તે ભગવાનની કે પુતળાની? ખોટુ લગાડવાનુ નથી, અવગુ સમજવાનુ નથી પણ તત્ત્વ વિચારવાનુ છે

તીર્થંકરોની મૂર્તિમાં ચક્ષુ આબદ્ધ અકાટ્ય તર્ક

કોઈ પણ જીવના શરીરમા તપાસો તો અંજના તમામ અવયવોથી ચક્ષુનો રગ જૂદો છે ઘોડા, ગાય, શ્વાન, બીજા પશુ, પખી કે માટે આ નિયમ! કદાચ કોઈ

પૂછે કે તો પછી ચક્ષુ હીરાની-ધાતુની જ કેમ ? ધોળી ભૂમિમાં કાળી ટીલી થઈ શકે છે ને ! વાત ખરી ! પણ પ્રતિમાને રાજ પખાલ તો કરવાનો ખરો કે નહિ ? એ ચક્ષુનો રંગ ટકે કેટલીવાર ?

સભામાંથી –ધ્યાનસ્થ દશા દેખાડવા એવી પ્રતિમા (બંધ ચક્ષુવાળી) ન હોય ?

સમાધાન –ધ્યાનસ્થ દશામાં તો દૃષ્ટિ નાસિકાગ્રે હોય. એ મનુષ્યની પ્રતિમા હોય તો તો ચક્ષુનો રંગ ભિન્ન જોઈએ જ તમ મીચેલી આંખે કોઇએ ફોટો પડાવ્યો ? શરીરના બીજા અવયવોમા જેવો શોખ તેવો ફેરફાર ફોટામા રાખો ! પણ આંખ મીંચીને ફોટો પડાવવાનો શોખ થયો ? દુનિયાએ પણ જે નથી માન્યુ એ રીતે આંખને વર્જવાનું પણ શાથી બન્યું ? સંયમના ઉપકરણને અધિકરણ માન્યુ તેથી ! આ ઓઘો અને આ સંયમના સાધનોને આધકરણ માનવાથી વાત આગળ વધી આ ઓઘાથી જ જયણા સચવાશે તે બીજા કોઈ પણ સાધનથી સચવાશે ? મોરપીંછી રખાય છે છે તે ચિહ્ન માટે કે જયણા માટે ? જયણા તેનાથી કેટલી સચવાય ?

એક પગથીયુ ઉંચુ કરનારો તળીયે જ આવે.

ઉપકરણને અધિકરણ માનવા માટે મૂર્તિમાંથી ચક્ષુ ખસેડાઈ. આગી-આભૂષણો ન મનાયા જૈનશાસ્ત્રમાં સ્ત્રીલિંગે, ગૃહિલિંગે વગેરે લિંગે મોક્ષ માન્યો છે દિગંબરો સ્ત્રી લિંગે મોક્ષ માનતા નથી સ્ત્રીમાં સર્વ ત્યાગ ન હોય ! ન હોય !! ન હોય !!! તેમ માન્યું તત્ત્વાર્થકારે જ્યાં પાંચ વ્રતોનું વર્ણન કર્યું ત્યાં પરિગ્રહ વિરમણ માટે પણ લખે છે દિગંબર મતે એ મૂર્ચ્છા જ પરિગ્રહ હોય તો એ લખાય શી રીતે ?

એક મહાત્માએ દિગંબરે ને મશ્કરીરૂપે કહ્યું છે

"દુનિઆના લુચ્ચાઓથી તમારા કેવલજ્ઞાનીને ન્હાસવું પડશે" કેમ? વસ્ત્ર ઓઢવાથી કેવલજ્ઞાન નથી ને? હવે પેલો લુચ્ચો વસ્ત્રનો છેડો ઓઢાડવા પાછળ પડે તો કેવલીએ દોડવા જ કરવું ને! વળી વગર દીધું લેવામાં પાપની વાત તો ત્રીજા અદત્તાદાન વિરમણમાં હતી તો પરિગ્રહ વિરમણ વ્રત શા માટે રાખ્યું?

ભગવાનની મૂર્તિને સ્નાન તો કરાવો છો ને! સ્નાન ત્યાગી કરે કે ભોગી? છત્ર, ચામર આ બધા લક્ષણો ત્યાગીનાં કે ભોગીના? અભિષેક તો કરો છો ને! આમાં દિગંબર ભાઈઓને વાંધો નહિ અને રમેના દાગીના ભગવાનને પહેરાવાય ત્યાં ભગવાન ત્યાગીના ભોગી બની જાય? એવું બુદ્ધિમાન્ તો ન માને કોઈ ભોળો ભલે માને! જે મનુષ્ય પતન પામે તે તળીએ જ આવે. સન્માર્ગનું એક પગથિયું ચૂકે, તેને બધી શાસ્ત્રની પરંપરા ઉથલાવવી પડે.

દિગંબરોએ એક એવી ચોરી કરી કે તત્ત્વાર્થકારને દિગંબર કહ્યા પણ તે શ્વેતાંબર તરીકે જણાઈ આવ્યા વિના રહ્યા નહિ. તત્ત્વાર્થમાંની ગાથાઓ જ એમનું શ્વેતાંબરપણું સાબીત કરે છે. આથી તો તેમની હાલત કે ટે લચકાવાળા ઠાકોર જેવી થઈ

## કે ટે લચકો!

એક શેઠને ત્યાં ઘીના ગાડાં આવ્યાં ઘીના ઠળા ઘરમાં મૂકાણા આજુમાં એક દરિદ્રી ઠાકોર રહેતો હતો કે જેને ઘીના દર્શન પણ ન થાય પેલો ઘીનો માલિક શેઠ કોઈ પ્રસંગવશાત્ જરા બહાર આવ્યો એટલે મોકો લઈ પેલો ઘરમાં પેઠો. ઘીનો લચકો કે ટે બાંધ્યો ઘરમાં શેઠાણી પણ ન હોતા. પેલા ઠાકોર જ્યાં બહાર નીકળે છે ત્યાં શેઠ સામા મળ્યા કોઈને આ વાતની ખબર

નથી પણ પાંજરામાનો પોપટ બોલ્યા કરે છે. "મારૂ માનો તો ડાકોરને તડકે ઉભા રાખો" શેઠે વિચાર્યું કે 'મારો પોપટ અમથો બોલે નહિ' શેઠ બુદ્ધિવાળી ડાકોર સાથે વાત કરવા માંડી. 'શાકાહી નથી?' એમ પ્રશ્ન પૂછ્યો. ડાકોરે ના કહી. ડાકોરને વાને વાગતો વાળનો શેઠ તડકે લઈ ગયા અને પોતે એવી રીતે ઉભા રહ્યા કે પોતે છાંયે અને ડાકોર તડકે! થોડીવાર થઈ કે ધ્રી પીગળ્યું! કઈ દશા! એ જ રીતે તત્ત્વાર્થ સૂત્રકારને દિગંબરોએ દિગંબર કહ્યા તો ખરા! પણ કોથળામાંથી બીલાડું નીકળે તેમ એ તો શ્વેતાંબર સિદ્ધ થયા સાધુપણાના અધિકારમાં સંયમ, શ્રુત, લિંગ વગેરે વિકલ્પોની વાત છે જે વેશને કે વેષને માને નહિ તે વળી વિકલ્પનું વર્ણન કરે? નવમા તથા દશમા અધ્યાયમાં દશ લિંગ કહ્યા છે ને!

### તીર્થંકરોની પ્રસન્નતા

આ તો પ્રાસંગિક વાત થઈ મૂળ વાત ઉપર આવો!!'

"तित्थयरा मे पसीयंतु" એમ લોગસ્સમાં બધા બોલે છે? શું તીર્થંકરો પ્રસન્ન-અપ્રસન્ન થાય છે? એક મુસાફર ચાલ્યો જતો હોય, તાપથી અકળાયો હોય ત્યાં વાદળું આવે, જરા ઠંડક થાય અને બોલે કે વાદળે કૃપા કરી શું વાદળે કૃપા કરી છે? એને 'હા શ' થાય છે, એની વાદળે કૃપા કરી કહે છે ખરો! પણ શું વાદળે કૃપા કરી છે? ખેડૂત બોલે છે "વરસાદે લીલા લ્હેર કરી!" શું વરસાદે તેમ કર્યું છે? વરસાદ આવે, છતાં ખેતી ન કરે તો? કથન ઉપચાર માત્રથી છે તે જ રીતે 'तित्थयरा मे पसीयंतु' અથવા 'तव कृपा फलवती' એ સૂત્ર ઉપચારથી છે

ગ એ નિધાન મેળવવાનો ઉપાય નથી.

કોઈ દરિદ્રીને ઠેશ વાગે, ઇંટ ખસે અને નિધાન મળી જાય ઈ નિધાન મેળવવા ઠોકરાવુ એ કોઈ ઉપાય છે? ઠેશ વાગવાથી નિધાન મળવુ અસંભવિત નથી, પણ નિધાન માટે ઠોકરાવુ એ વ દુનિયા પણ માન્ય રાખશે નહિ ભરત મહારાજાને, મરૂદેવા માતાને, વ'કલ ચીરીને ચારિત્ર વિના, ગૃહ ત્યાગ વિના કેવલજ્ઞાન ઈ ગયુ તેની ના નહિ, એ વાત તદન ખરી! પણ કેવલજ્ઞાન મેળવાનો એ માર્ગ નથી.

એ જ રીતે વીજળીના ઝબકારે કામ કરી લેવુ એ વાત ખરી! પણ કામ કરવાની મનોવૃત્તિવાળાએ વીજળીના ઝબકારાની વાટ જોયા કરવી એમ તો નહિ ને! એ તો જે કાલે જે સાધન મળ્યા કે તે કાલે તે સાધન-સામગ્રીથી પ્રયત્ન કરવાનો જ હોય

સિજ્ઝંતિ ચરણરહિયા નુ રહસ્ય

શાસ્ત્રકાર કહે છે, વાદીને સમજાવે છે સિજ્ઝંતિ ચરણ-રહિયા પણ કયારે? બેસી રહેવાથી? લક્ષ્ય પૂર્વક પ્રયત્નશીલ હેય તેને! ગમે તેવો સાધન સંપન્ન દેશ પણ પ્રજાના ઐક્ય વિના સ્વાતન્ત્ર્ય મેળવી શકશે નહિ જ્યાં પ્રજાનું ઐકય હશે ત્યાં સાધન સામગ્રી ઓછા હશે તો પણ તેના વિજયને અવકાશ છે

આ જીવને અનાદિકાળથી ઇન્દ્રિઓના વિષયો, ક્રોધ, માન, માયા, લોભ એ રીતે મનના આવેશો તથા અઢાર પાપ પ્રવૃત્તિઓ રંગાતે છે, માટે તેનો અવશ્ય નાશ કરવો જોઈએ આવો સંકલ્પ તે કર્મની શત્રુતાને નિશ્ચિત કરનારાઓનો પ્રથમ હોવો જોઈએ અનું નામ સમ્યક્ત્વ, એવા નિર્ણયવાળાનુ મંડલ તે શુભ મંડલ સ્ત મંડલવાળો સાચો વફાદાર કયારે? એ લાગ તો તકાસનો જ હોય!

## મહાગાંઠ આપોઆપ ઉકેલાશે?

દુનિયામાં ન ઉકલે તેવી ગાંઠને મહાગાંઠ કહેવામાં આવે છે મહાગાંઠ ઉકેલવી મુશ્કેલ ખરી! છતાંય ઉકેલવાની છે તો ખરીને! એ મહાગાંઠ આપોઆપ ઉકેલાય? કેટલીક મહાગાંઠ એક બે દિવસે પણ ઉકેલાય, કેટલીકને ઉકેલવામાં વખત જોઈએ એ વાત ખરી! પણ એયમાં પ્રયત્ન તો જોઈશે! જોઈશે!! અને જોઈશે? સમ્યક્ત્વ પામ્યા પછી અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત એટલે અનંતા ભવો પણ ક્યારે? જીવ સાવચેતી ન રાખે તો! જો સાવચેતી રાખે તો માત્ર સાત આઠ ભવમાં મોક્ષ!!! ધારણા પછી અંશે અંશે પ્રયત્ન તેનું નામ દેશવિરતિ અને સર્વથા પ્રયત્ન તેનું નામ સર્વવિરતિ.

## પચ્ચક્ખાણનો માર્મિક અર્થ

આટલું સમજ્યા પછી 'પચ્ચક્ખાણ' એટલે શું? એનો સહેજે ખ્યાલ આવી શકે પચ્ચક્ખાણ શબ્દ જૈન સંઘોમાં આબાલગોપાલ પ્રસિદ્ધ છે, સુપ્રસિદ્ધ છે સુપરિચિત છે, ઈષ્ટ છે, અને વલ્લભ છે પચ્ચક્ખાણ શબ્દ ગુજરાતી રૂઢ ભાષાનો કહો કે પ્રાકૃતનો કહો! જાણીતો છે તેને સંસ્કૃતમાં પ્રત્યાખ્યાન કહે છે પ્રતિ + આ + ખ્યાન એવા ત્રણ શબ્દોથી પ્રત્યાખ્યાન શબ્દ સિદ્ધ છે સરકાર રચાતાં પહેલા સ્વાસ્થ્યની આવશ્યકતા છે, તેમજ સ્વાસ્થ્યની પહેલા સ્વાતંત્ર્યની આવશ્યકતા છે.

સૌથી પ્રથમ શત્રુના થાણા જાણીને તેનો કબજો મેળવવાની જરૂર છે આથી સૌથી પ્રથમ 'પ્રતિ' ઉપસર્ગ સૂચવે છે કે અનાદિકાલથી જે. આત્માના કલ્યાણને અટકાવે છે એને પ્રતિકૂલ માનવા, એનાથી પ્રતિકૂલ થવું ત્યારબાદ 'આ' ઉપસર્ગથી સૂચન

કે આત્માના ગુણની તથા શાસ્ત્રવિહિત વિધિની મર્યાદા જાણવી? જ્યાં ત્યાં 'પ્રતિ' ન હોય અશુભ પરત્વે 'પ્રતિ' શુભ પરત્વે 'પ્રતિ' ન હોય ત્યાર પછી ગુરુ સમક્ષ જાહેરમાં કથન એટલે ખ્યાન કરવુ અર્થાત્ પ્રતિજ્ઞા કરવી આનુ નામ પચ્ચક્ખાણ એને પ્રત્યાખ્યાન છે

આટલુ થયા પછી નચિંત થયા એમ ન માનશો! પછી તો મોટામાં મોટો ભય પાચમી કતારનો છે પાચમી કતારનો પ્રશ્ન કયા ન પૂછે? એ બહુરૂપી છે, કોઈ કોઈ રગ ઢગ કરીને, મે એની જાલ બિછાવવાનો જ

શાસ્ત્રકાર મહારાજાએ આ શ્લોકમાં શુ કહ્યુ?

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यान द्विधा मतं।
अपेक्षादिकृत द्याद्य-मतोऽन्यच्चरम मत ॥

તાત્પર્ય કે પ્રથમ દ્રવ્ય પચ્ચક્ખાણ કહ્યુ અને પછી ભાવ પચ્ચક્ખાણની વાત! જ્યા પાચમી કતારના સભ્યનુ કોઈપણ કાવતરૂ વિદ્યમાન હોય તે દ્રવ્ય પચ્ચક્ખાણ અને જ્યા એ સભ્યના છલને અવકાશ ન મળ્યો હોય તે ભાવ પચ્ચક્ખાણ

હવે એ પાંચમી કતાર કયા કયા પ્રયત્નો કરે? પચ્ચક્ખાણ કરવા તૈયાર થયેલા આત્માના ભાવ પચ્ચક્ખાણને કઇ રીતે દ્રવ્ય પચ્ચક્ખાણ બનાવે? પ્રથમ દ્રવ્ય પચ્ચક્ખાણ હોય? કે ભાવ પચ્ચક્ખાણ હોય? શાસ્ત્રકારે પ્રથમ ભાવ પચ્ચક્ખાણ ન કહેતા દ્રવ્ય પચ્ચક્ખાણ કેમ કહ્યુ? વગેરે અધિકાર અગ્રે વર્તમાન.

卐



## વ્યાખ્યાન ૧૦

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यानं द्विधा मतम्।
अपेक्षादिकृतं ह्याद्यं मतोऽन्यच्चरमं मतम् ॥ १ ॥

હારિ૦ અ ૮ શ્લો ૧

### ભેદનીતિ તથા પ્રતિજ્ઞાની મહત્તા

**જૈનપણું સ્વરૂપે કેવું ?**

શાસ્ત્રકાર મહારાજા આચાર્યભગવાન્ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, ભવ્ય જીવોના ઉપકારને માટે, અષ્ટકજી પ્રકરણની રચના કરતાં થકા, પ્રત્યાખ્યાનાષ્ટકમાં સૂચવી ગયા કે જૈન સંઘમાં નાનું બચ્ચું પણ 'પચ્ચક્ખાણ' શબ્દથી અપરિચિત નથી હોતું! પચ્ચક્ખાણ શબ્દના સ્વરૂપને એ ન સમજે! પણ શબ્દથી તો નાનામાં નાનું બાલક પણ પરિચિત છે. માબાપ મહારાજશ્રીને વંદના કરતાં હોય તેમાં કોઈ ઉપવાસનું પચ્ચક્ખાણ લે તો બાલક પણ કહી દે કે 'મારે ઉપવાસનું પચ્ચક્ખાણ છે, પચ્ચક્ખાણ આપો!' ભલે ને એમ બોલતી વખતે મ્હોંમાં

ચવાણુ ચાવતો પણ હોય ! અરે ગજવામાં પણ ભરેલુ હોય, અને હાથમા પણ ફાકડા તૈયાર હોય !

કહેવાનુ તાત્પર્ય એ છે કે પચ્ચક્ખાણ શબ્દથી તો જૈન બચ્ચો ગળથુથીથી જ પરિચિત છે, પરિચિત છે એટલુ જ નહિ પણ એને ઈષ્ટ પણ છે નાના કે મોટાને, બાલક કે વૃદ્ધને, નર કે નારીને પચ્ચક્ખાણ શબ્દ છે પણ વલ્લભ ! જે શબ્દ આટલી હદે ઈષ્ટ છે, વ્યાપક છે તેનુ રહસ્ય જરૂર જાણવુ જોઈએ. ગુજરાતીમા કહો, પ્રાકૃતમા કહો કે રૂઢ (લોક) ભાષામા કહો, જેને પચ્ચક્ખાણ કહેવામા આવે છે તેનેજ સંસ્કૃતમા પ્રત્યાખ્યાન કહેવામા આવે છે પ્રત્યાખ્યાન શબ્દમા ત્રણ શબ્દો સકળાએલા છે પ્રતિ+આ+ખ્યાન

જૈનપણુ કે જૈનેતરપણ માત્ર ચિન્હથી જ છે એમ નથી. દહેરે ઉપાશ્રયે ગયા, તિલક કર્યુ એથી જ જૈનપણુ આવી ગયુ એમ નથી દહેરે ઉપાશ્રયે જવાની, તિલક કરવાની ના નથી ! તિલક જરૂર જૈનત્વના ચિન્હરૂપ છે, દહેરે ઉપાશ્રયે ગમન કારણરૂપ છે, પણ જૈનપણુ સ્વરૂપે કેવુ ? એ જ મુદ્દાનો પ્રશ્ન છે

### કરવુ પોતે અને ઢોળવુ ઈશ્વરને શીર ?

જેઓ જવાબદાર તથા જોખમદાર પોતાને જ (પોતાના જીવનેજ) માને છે, અને ઇશ્વરને ઉપકારી તરીકે માને છે, તેઓ ઈશ્વરના શિરે પોતાની જવાબદારી-જોખમદારી ઓઢાડતા નથી. પાપ પોતે કર્યુ અને 'આ તો ઈશ્વરે કરાવ્યુ, એમ જૈનદર્શનમા નથી ક વ્યક્તિએ ગ ને ત્યા ચોરી કરી, ક વ્યક્તિને દ વ્યક્તિએ પકડયો, એટલે તે કહે કે ઉ ની પ્રેરણાથી કર્યુ હતુ, આ રીતે પોતાના પાપોમા ઈશ્વરની પ્રેરણા કહેવી એ ઈશ્વર ઉપર ઓઢું

ગાંધી, હીટલર, ચર્ચિલ બધા જ ઈશ્વરની પ્રેરણાથી જ પોતે પ્રવૃત્તિ કરી રહ્યાનું જણાવે છે અને વિજય માટે પ્રાર્થના કરે છે ઈશ્વરે કોને બુદ્ધિ આપી માનવી ? ખરી વાત એ છે કે કર્માનુસાર જીવોની વૃત્તિ, વાણી, પ્રવૃત્તિ, સુખદુઃખ ઇત્યાદિ છે.

અહિ કોઈ એમ કહે કે 'કર્મ તો જડ છે, સુખ દુઃખ કે રીતે આપી શકે ? એમા ચેતના તો નથી ' શંકાકારે જરા બુદ્ધિને ઉપયોગ કરવો જરૂરી છે, સાકર જડ છે પણ એમાં મીઠાશ છે કે નહિ ? જડ કરીયાતામાં કડવાશ છે કે નહિ ? ત્રિફ જડ છે પણ એનો ફાકડો મારવાથી સ્થંડિલ થાય છે કે નહિં દીવેલમા ચેતના નથી પણ સેવાથી જુલાબ લાગે છે કે નહિ મરચામા તીખાશ છે કે નહિ ? એમ આ બધી જડ ચીજો આવો સ્વભાવ મનાય તો કર્મના સ્વભાવ જીવને સુખદુઃ દેવાનો માનવામા અડચણ શી ?

જો ઈશ્વર જ બધુ કરે તો 'કર્મ' જેવી વસ્તુ જ રહે નહિ.

જો સુખ-દુઃખ દેનાર ઈશ્વરને જ મનાય તો પછી કર્મને સ્થાન જ નથી ! એ વાત તો સમજી શકાય તેવી છે કે એકનું ફલ તે અન્યનું કર્મ છે કસાઇ બોકડાને મારે છે ત્યાં કસાઇ ને કર્મબંધ ખરો ! પણ બોકડો તો કર્મનો ભોગવટો કરે છે, પૂર્વના તેવા કર્મનું ફલ ભોગવે છે એ ફલ આપનાર ઈશ્વર છે એમ મનાય, ક્રિયા–પ્રેરક ઇશ્વરને મનાય તો તો જગતમાં ગુન્હો અને ગુન્હેગાર જેવી વસ્તુ જ ટકી શકતી નથી કસાઈ બોકડો મારે એમાં જો કસાઇ ને ઇશ્વરી પ્રેરણા હોય તો તો પછી કસાઈનો ગુ હો શો ?

દુનિયાદારીમાં જુઓ છો કે કોર્ટના હુકમથી જેલર ગુન્હેગારને જેલમાં પૂરે છે, જલ્લાદ ફાંસી આપે છે આમા જેલર તથા

જલ્લા' ગુન્હેગાર ગણાતા નથી. જલ્લાદ યદ્યપિ મનુષ્યને મારે છે છતા મનુષ્ય વધનો અરોપ ત્યા થતો નથી કેમકે એણે તો કોર્ટના હુકમથી ફાંસી દીધી છે માટે તો કાયદામાં 'સદોષ મનુષ્ય વધ' એવા શબ્દો ગોઠવ્યા છે માત્ર 'મનુષ્યવધ' એમ નથી

### જૈનોની ઇશ્વરની માન્યતા

એ ઈશ્વર જ પ્રેરક હોય તો ચોરી, લબાડી, ખૂન એ તમામનો ગુન્હો બીજાને શિરે ટકતો જ નથી પછી તો કોઈને કર્મ લાગવા-વળગવાનો પ્રશ્ન જ રહેતો નથી જૈનેતરોને જવાબદારી–જોખમદારી પોતાને શિર લેવાનું તથા ઈશ્વરના શિરે આરોપણ નહિ કરવાનું પાલવે તેમ નથી. કારણ કે તેમ માનતા બનાવનાર તરીકે મનાવવાનું ચોકઠું જામી શકે નહિ જૈનો ઇશ્વરને માનતા નથી એમ નથી, માને છે જરૂર! પણ બનાવનાર તરીકે ન માનતા, બતાવનાર તરીકે માને છે. જૈનો ઇશ્વરને વીતરાગતાના આદર્શ તરીકે, નકશા તરીકે માને છે. ઇતરોએ એમ માન્યુ નથી! તેઓથી તેમ મનાય તેમ નથી!! તેમને તેમ માનવુ પરવડી શકે તેમ નથી!!!

### ઇશ્વરને 'બનાવનાર' માનવાનો હેતુ.

કેટલાક રાજાઓ મોટા પગારદાર સેક્રેટરીઓ, માત્ર કોઈ પ્રસગે પોતાના ગુન્હો તેમના શિરે ઓઢાડવા જ રાખે છે કોઈ વખત કાઈ વાકુ પડે તો ઉપરની સરકારમાં દરબાર એમ કહીને છુટી જાય કે, 'આમા હુ કાઈ જાણતો નથી, મારી ગેરહાજરીમા થયુ છે અને સેક્રેટરીના અમલનું આ પરિણામ છે' હવે જો કે સેક્રેટરી જાણતો પણ ન હોય, પોતે જ સરમુખત્યાર છે, પોતાના જ કૃત્ય માટે પોતાને જવાબ આપવો પડે છે છતા હળવે રહીને જવાબદારી–જોખમદારી સેક્રેટરીને શિરે ઓઢાડી દે છે, અને એટલા

માટે તો એને મોટા પગારે ચાલુ રાખવામા આવે છે સેક્રેટરી પણ એ જ માટે પગાર ખાતો હોઈ, તેવા પ્રસગે ખુશીથી ઠબુલ કરી લે છે કે "સરકાર શ્રી હાજર નહોતા, માટે મ મારી બુદ્ધિ અનુસાર હુકમ તથા અમલ કર્યો છે આને માટે ઠાકોર સાહેબ લેશ પણ જવાબદાર નથી" આજ રીતિએ જૈનેતરોએ કેવલ પોતાનાં પાપોની કર્મોની જવાબદારી–જોખમદારી ઓઢાડવા માટે પરમેશ્વરને બનાવનાર તરીકે માનેલ છે

ઇશ્વર 'બતાવનાર' જરૂર છે!

જૈનો ઇશ્વરને માર્ગ બતાવનાર તરીકે માને છે સૂર્ય અજવાળુ જરૂર કરે છે! પણ એ અજવાળાના આધારે સારા–નરસા કૃત્યો કરનારાઓ માટે કાઈ તે જવાબદાર કે જોખમદાર નથી! સૂર્યે તો બધાને જગતનું સ્વરૂપ બતાવ્યુ એટલે કે જગતમા પ્રકાશ પાથર્યો એ પ્રકાશના આધારે કોઈ સારી પ્રવૃત્તિ કરે! કોઈ માઠી પ્રવૃત્તિ કરે! તેની સાથે સૂર્યને કાઈ લેવા દેવા નથી!

શ્રી તીર્થંકર દેવ તો (જૈન જેમને ઇશ્વર માને છે) જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, નિર્જરા, બધ, મોક્ષ વગેરે તત્ત્વોનું સ્વરૂપ બતાવે છે જીવ તથા જીવનું સ્વરૂપ, અજીવ તથા અજીવનુ સ્વરૂપ, પુણ્ય–પાપનું સ્વરૂપ, કર્મ આવવાના કારણ રૂપ આશ્રવનું સ્વરૂપ, કર્મ રોકવાનાં કારણો રૂપ સવરનુ સ્વરૂપ, કર્મ તોડનાર નિર્જરાનુંસ્વરૂપ, બધના કારણો, મોક્ષનુ સ્વરૂપ, મોક્ષના ઉપાયો, ભવનુ સ્વરૂપ, સંસાર તથા કર્મ વગેરેનુ સ્વરૂપ બતાવનાર ઈશ્વર છે, એમ જૈનો માને છે

**જૈન તથા જૈનેતરમાં એ જ ફરક કે પોતાની જવાબદારી–જોખમદારી પોતાને શિર માને–રાખે તે જૈન અને ઇશ્વરને શિર ઓઢાડે તે જૈનેતર**

"सव्वपावप्पणासणो" તો જૈન બચ્ચુ પણ મુખ પાઠ કરે છે.

આ વાત ખ્યાલમા આવશે તો આપણી જવાબદારીના કાર્યમા બગાડો કરનાર કે આપણી આખી બાજીને ઉધી વાળનાર કોણ છે? ને તપાસી શકશો પાપ કહો કે કર્મ કહો, એ એવી ચીજ છે કે જે આપણી જવાબદારીમા ગોટાળો કરે છે રમણ-સમણ કરે છે, ધ્યેય આખાને પલટાવે છે અને તમારી જાતે જ નુકશાન કરાવે છે

આટલુ જે બરાબર સમજવામા આવે તો એક મુદ્દો બરાબર ઠસશે કે જૈન બચ્ચો ગળથુથીથી જ 'પાપનો નાશ કરવો' એજ એક નિશાનવાળો હોય. એની દરેક ક્રિયા, નાની કે મોટી, સામાન્ય કે વિશેષ, ક્રિયા માત્ર કેવલ કર્મ કે પાપના નાશ માટે જ હોય આત્માની અનાદિકાલની રખડપટ્ટીના કારણ રૂપ કર્મ કે પાપના નાશ માટે જ જૈનનો સતત ઉદ્યમ હોય

"નવકાર મ ત્રમાં શુ કહ્યુ ? एसो पंचणमुक्कारो, सव्वपावप्पणासणो" પાંચ પરમેષ્ઠીઓને કરવામા આવેલો નમસ્કાર રૂપ આ મહાશ્રુતસ્કધ સર્વ પાપને નાશ કરનાર છે.'

પાપને પાણ શી રીતે પણય?

અહિ કોઈ પૂછે કે 'સર્વ પાપના નાશ માટે કેમ કહ્યુ ? સર્વ કર્મના નાશ માટે કહેવુ હતું ને!' કર્મમા તો પુણ્ય અને પાપ બ ને આવે છે. આના જવાબમા સમજવાનુ કે-કર્મનો નાશ કરવાનુ ધ્યેય છતા પાપકર્મના નાશની વાત બહુ માર્મિક છે કેમકે-દુનિયાદારીમા પણ રિવાજ (નિયમ) છે કે જ્યા દ ડથી, દાનથી, સામથી કામ ન થાય, સિદ્ધિ ન સાપડે ત્યાં ભેદનો ઉપાય અજમાવવો.

કાર્યસિદ્ધિ માટે ભેદનીતિ પણ અજમાવાય છે, કર્મ એ જૂદી જ ખોપરી ધરાવે છે એ મીઠા વચને તો લલચાતો નથી! નથી કોઈની મહેરબાનીમાં ઉતરતો! નથી કોઈના પ્રેમમાં જકડાતો! એ તો પોતાના ચીલેજ અને પોતાની ચાલે જ ચાલે છે કર્મ દામને તો અડતો જ નથી, સામથી આધીન થતો નથી, બલ તો તમારૂ માપી ગયો છે! કેમકે એણે તમને નિર્બલ બનાવ્યા છે એટલે એ કાંઈ પોતાની સ્વતત્રતામાથી પાછો હઠે તેમ નથી- ભેદ એ જ એક રસ્તો છે!!!

જહાપનાહે જહાનને સત્ય સ્થિતિ બતાવવા વજીરોને કરેલા ફરમાનો.

એક બાદશાહ એવો જબ્બર હતો, એવો જૂલમી હતો કે એણે આખી પ્રજાને એવી જકડી રાખી હતી કે તેના જૂલમો સહન જ કરે પણ ચૂ કે ચાં કરી શકે નહિ સત્તામાં અધ બનીને તમામ અનર્થો કરી લીધા મોત તો બધા માટે સરજાયું છે! છ ખડનો માલીક પણ મોતની ચુગાલમાંથી બકાત નથી- એ પાદ-શાહના જીવનનો પણ સમય ભરાયો, બિમાર થયો મરવા સૂતો!

મરણને નજીક જાણી તેને વિચાર થયો પસ્તાવો થયો કે 'મે આ શુ કર્યું?' દુનિયામાં નિયમ છે કે ગમે તેવો ખૂની હોય, તેને પણ ફાંસીનું લાકડ નજરે દેખાય ત્યારે 'મે આ શું કર્યું?' એ વિચાર આવ્યા વિના રહેતો નથી ભલે! ખૂન વખતે બેદરકાર હોય! પકડાય અને કેસ ચાલે તો પણ ક્રોધ તથા અભિમાન હોય! અરે! સજા સાંભળે તો પણ 'જાણે કાંઇ બન્યુંજ નથી' એમ માને! પણ જ્યારે ફાસીના લાકડે લટકવાની ક્ષણ આવે ત્યારે જરૂર થાય કે 'અરરર! મે આ શું કર્યું?' સજા

સાંભળતી વખતે તો અધિકારી ઉપર રોષ કરે પણ ફાસીના લાકડે આખી સ્થિતિ પલટાઈ જાય છે ?

પાદશાહે પણ વિચાર્યું કે, 'ભારે થઈ! મે ઘણુ બુરૂ કર્યું છે. હવે મારે નશીબને આધીન થયા વિના છુટકો નથી મૌત સામે ઉભુ છે હવે બચી શકુ તેમ નથી આ જનાનો! આ સમૃદ્ધિ! આ મ નીઓ! આ લશ્કર! આ હકીમો! આટ-આટલુ નજર સામે હાજર છતા કોનિામા મને બચાવવાની તાકાત નથી!!! ખેર! જીવના તો મે મારા આ બદનથી ચાઈ સારૂ ન કર્યું, પણ એના શબથી સારી જહાનને સત્ય જણાવી દઉ એટલુ તો કરૂ!

તરતજ પાદશાહે વઝીરોને બોલાવ્યા અને હુકમ કર્યો 'अय वजीरो! मे अभी आखरी अंजाम पर हूँ! मेरी मनकी मुराद बराबर सुन लो! और इसी मुआफिक ही हुकम तामील करना!!!' દીવાનોને હજી કાઈ પાદશાહના હૃદય-પલટાની ખબર નહોતી તેઓએ હાથ જોડી બાદશાહને આશ્વાસન આપ્યુ, ધીરજ આપી તથા જે કાઇ ઇચ્છા હોય, જે હુકમ હોય, તે રજુ કરવા કહ્યું. એટલે બાદશાહે કહ્યુ કે-"तमाम लावलश्कर अपने पूरे सरंजाम के साथ कब्रस्तानमे हाजिर रहे। मेरा तमाम खजाना सोने-चांदी के थालों मे भर कर खुला किया हुआ रहे!! मेरा पूरा जनाना-तमाम हुरमे-बीबीयें पूरे वस्त्रालंकार के साथ तहनात मे रहे!! और मेरी जान बचाने को जो मेहनत कर थकित करनेवाले हकीमोंके कधों पर मेरा जनाजा उठाया जाये!!!"

આ સાંભળીને દીવાનોને તો રાજામા બુદ્ધિનો વિપર્યાસ લાગ્યો. રજવાડાના નિયમથી સદતર ઉલટું કહેવાય, ત્યારે

ગણાતા વજીરોને એમ લાગે એમાં નવાઈ નથી પાદશાહી કહો કે રજવાડી કહો! બધેય રિવાજ તો એવો છે કે "રાજાને ઈજા-કજા હોય ત્યારે લશ્કર સીમાડે ગખાય, ભંડાર (ખજાના)ને નવા રાજાને અભિષેક ન થાય, નવી છાપ ન ચાલે, ત્યાં સુધી સીલ લગાડાય, જનાનો તો ઘરમાં જ રહે!" ત્યારે અહિં તો તમામ વિપરીત જ મુરાદ બતાવવામાં આવે છે

"જે હકીમો બિચારા, બાદશાહને બચાવવા તમામ ઉપાયો કરી ચૂકયા હોય અને છતાં પરિણામ વિપરીત આવવાથી નિરાશ થઈ ગયા હોય, જેમના ગાત્ર ગળી ગયા હોય એમને બાદશાહના દેહને દફનાવવાનું કહેવું કે, કફન ઉપાડવાનું કહેવું એ તો હકીમો ઉપર કેવળ જુલમ ગુજારવા જેવું છે હકીમોના દિલમાં કેટલું દુઃખ થાય? કોઈ ચડી ન આવે માટે લશ્કરને સીમાડે ગોઠવવું જોઈએ, ત્યારે આ તો દફનાવવાના સ્થળે ગોઠવવાનું કહે છે અને રક્ષણ કરવા યોગ્ય ખજાનાનો ઢગલો ત્યાં લાવવાનું કહેવાય છે, આ શું બુદ્ધિનો વિપર્યાસ નથી? હરમો-બેગમો ભવ્યસલા ખાનદાનની બેટીઓ એને આ વખતે, હજુમાં કારી ઘા વખતે ત્યાં ઉભી રાખવી? ખરેખર! બાદશાહને આખર વખતે મતિભ્રમ થયો છે" વજીરોએ તો હૃદયથી આમ જ માની લીધું

બાદશાહને કાંઈ જવાબ મળ્યો નહિ એટલે ફરી પૂછ્યું "मैंने कहा वह ख्याल में आया कि नहीं?"

દીવાનોએ કબુલ્યું નહિ, ત્યારે શું ના પાડી? ના તેમણે કહ્યું "जहांपनाह! सुन लिया!" 'કરગે' એમ ન કહ્યું

બાદશાહ વજીરોના હૃદયની સ્થિતિને પામી ગયો પૂછ્યું "ऐसा करने में क्या कुछ हरकत है?" વજીરો શું કહે? કહે છે "खुदाविंद! आप ..." 'આપ સમજને

છે' કહીને સૂચવ્યું કે એમાં જે અડચણ છે તે આપણી જાણ બહાર નથી !

બાદશાહે મક્કમતાથી મમળાવ્યું "मैं सोचके कहता हूँ"

વિચારો ! પ્રસંગ કેવો છે ? બાદશાહ મરણ પથારીએ છે પોતાની આખરી મુરાદ વ્યક્ત કરે છે દીવાનોને તેમ કરવું મંજુર નથી, પણ ના કહે ? ના કહેવી નહિ અને હૃદય સમજાવવું ! મગજ પોષ માસની ઠંડીથી યે કેટલું વધારે ઠંડું રાખવું પડતું હશે ત્યારે દીવાનગીરી થતી હશે !

દીવાનોએ કહ્યું 'आपकी बडी अक्ल' "

દીવાનો ના નથી કહેતા પણ ખૂબ બાદશાહને જ કહેવું કહેવા પડે તે રીતે જવાબો આપે છે

બાદશાહ કહે છે "अय मेरे प्यारे वजीरो! मै तुमारी तकलीफ पा गया' तुम हमारे दिलकी बात नहिं पा सके' जहानको ख्यालात देने के लिए ही मेरी यह आखरी मुराद है खजाने का ढेर कर के जहान को बताना चाहता हु कि "यह मेरा ख्याल बिल्कुल गलत था कि पैसों से मै सब कुछ कर सकता हूँ, देखिये' पैसों का ढेर पडा है, सारा ही खजाना मौजुद है मगर मै मौतसे बच नहि सकता और न तो एक कौडी साथ ले जा सकता। मै भी खजाने के नशेमें चकचूर था जहान भी वैसा ही मानती थी, यकीन करती थी मगर यह गलत था, यह बताना जरुरी है''"

'ऐसे ही लश्कर को खडा करना ही चाहिये इतना इतना दलबल होते हुये भी जहांपनाह को जहान छोडना ही पडता

है यह बात लोगों को क्यों न बताई जाय? गूढ़ बरसोंसे मेरी जानोंनिसार करनेवाली वफादार रयत को यह बात बतानी ही चाहिये!!!"

"बडे बडे घराणे की बेदीप दुल्हनों का इकठ्ठी यहां खडी रखके मैं यह दीखाना चाहता हूँ कि आखरी अजाम को रहेम का दीखाव भी रोक नहि सकता, और बडे बडे घराणे की शर्म भी यहां काम नहो आती!!!"

"हकीमों से जनाजा उठाना भी बिल्कुल जरुरी है मैंने इस जहान से न जानेकी हिकमत करनेका हथीयार हकीमों को बनाया! बेचारे हकीमोंने क्या क्या हीकमत नहीं की! मैं यह दीखाना चाहता हु कि रैयत नजरों से यकीन कर ले कि हजारों हिकमत को करनेवाले हकीम लोग भी पास में मोजुद थे जहांपनाह को जहांनसे न जाने देने में एक भी हिकमत काम न आई!!!"

"आखरी अजाम में इतने इतने सरजाम से एक भी सेकंड एक पलको भी रुकावट हुई नहीं तक्दीर फोराने का तदबीर बहोत ही की गई मगर हुआ तक्दीर मुआफिक! तक्दीर के पास तदबीर नहो चल सक्ती!!"

यह ही बात जहान को बताने की जहांपनाह की (मेरी) आज इन्ता है फर्ज भी

ફ્રાયર માર્યા વિના ધાર ૧૨ કુહાડા પણ લાકડાને ચીરી શકે નહિ

પછી તો દીવાનો હેતુ સમજયા ઘટતી રીતે કબુલ્યુ વગેરે વાત જૂદી છે પણ આપણો મુદ્દો શું છે તે વિચારી લ્યો! કર્મ

રજ નથી નો દ્રવ્યથી લલચાવો! નથી એની પાસે ખાનદાનીની હલવર ચાલતી! નથી ક્રરણ દેખાવોથી પીગલતો! નથી બલથી ડરતો! ડુંકામા એ કશા ય થી પાછો પડતો નથી! તેથી જ શ્રી તીર્થંકર મહારાજાએ ભેદ નીતિનો અમલ કરવાનુ ત્યા જણાવ્યું ભેદનીતિ એટલે ફાટ પાડવી, ભાગલા પાડવા એ જ ને! જેમના વ્યવહારમા 'ચાણાક્ય નીતિ' એવો શબ્દ પ્રચલિત છે, ને ભેદનીતિ માટે છે કુહાડો જરા જરા ફાચર મારીને જ લાકડ તોડી સક, ફાટમા ફાચર વિના એ ઘા કરે તો તો પોતે ઉપટો ભરાઈ જાય, તૂટી જાય તોડવાને બદલે પોતાને તટવાનો પ્રસગ આવે! કુહાડાથી લાકડા ફાડવાનો ધધો કઠીયારાનો છે, આવા હલકા ધધાની પણ લાયકાત ન હોય તો બીજા ધધામા દશા શી થાય? પાણી પાયેલો કુહાડો પણ ફાચર માર્યા વિના આગળ વધી શકતો નથી આનુ નામ ભેદનીતિ. કર્મના નાશ માટે બે નીતિની આવડત આવશ્યક છે

પગ ભાગવો એ પ્રથમ કામ.

આત્માને અગે કર્મનો નાશ કરવાની ભેદનીતિ કઈ? કર્મના બે પુત્રો પુણ્ય તથા પાપ પાપને બરાબર ફકાણે પાડવા માટે પુણ્યને પડખે લેવાનુ કાર્ય એજ ભેદનીતિ કર્મ રાજા પુણ્યના સહકાર વિના પાપ પણ જીવ પાસે કરાવી શકે તેમ નથી

રાજ્યનો ઇતિહાસ તપાસો. લીબરલો વિના કોન્ઝરવેટીવોના વહીવટ ચાલેજ નહિ લીબરલો જ કોન્ઝરવેટીવો માટે સડકો રચનારા છે સો-બસો વર્ષનો ઇતિહાસ તપાસો! અગર ગમે તેટલો જુનો ઇતિહાસ જુઓ! લીબરલો વિના કોન્ઝરવેટીવ પક્ષ નભેજ નહિ કોન્ઝરવેટીવોથી પ્રજા અકળાય, સામે થાય ત્યારે લીબરલોને આગળ કરવામાં (ધરવામા)

મીઠા વચનો બોલે, ટુકડો નાખે, અને ખળવો ઠગનારી પ્રજા શાંત કરે, જરા હસાવે ! પછી પાછો એનો એ જ કોન્ઝરવેટીવોને ફાયદો અને કોરડો ચાલુજ રહે

ઉંદર કરડને ફુંક મારે છે તેમા કાઈ તમને હવા ચખાડવાના પરમાર્થનો હેતુ નથી, પણ ફરીને કરડવાની સગવડ માટે જ એ ફૂકથી હવા ચખાડે છે કે જેથી તમે પગ વગેરને સ્થિર રાખો અને એ ભાઈ સાહેબ ફરી કરડે લીબરલો તથા કોન્ઝરવેટીવોનુ ધ્યેય તો એક જ કે દેશનો વહીવટ અમુક તંત્ર મુજબ ચાલવો જોઈએ લીબરલો ‘મારી પ્રજા’ એમ બોલે પણ ‘મારી પ્રજા’ એટલે કઈ પ્રજા એ અર્થમા વાધો ! જો લીબરલો પ્રજાના જ હોય તો દોઢસો વર્ષની ચુંટણીમા ત્રણ ગુણા કરતા વધારે વખત તેમનુ આધિપત્ય પણ છે, છતા પ્રજાનું કલ્યાણ કેમ ન થયુ ? કારણ કે ‘મારી પ્રજા’ ના અર્થમા ભેદ છે ‘મારી પ્રજા’ એટલે ‘આમ પ્રજા’ નહિ !

એ જ રીતે પાપનું તંત્ર ચાલે છે પુણ્ય કારભારીથી પુણ્ય અનુકૂળતા કરી આપે અનુકૂળતાના પાશમા જીવ સપડાય, નહીં ચડે, પાપ કરે પછી પાપ પોતાના પંજો બતાવે એ પાપીને પંજો મપાવવા કારભારી પુણ્યને રોકવાની પ્રથમ જરૂર છે

## ભેદનીતિનો મર્મ

શાસ્ત્રકાર કહે છે કે આ જીવ પુણ્ય વિનાનો કદી ન હતો. સદંતર પુણ્ય વિના હોવું સંભવિત જ નથી અનાદિકાલથી જીવ સર્વ જાતિમા–સર્વગતિમા જાય છે–આવે છે ! ત્યાં દરેક સ્થલે આહાર, શરીર ઇંદ્રિય, શ્વાસોશ્વાસ આ બધુ પુણ્ય વિના મળે ? એક પણ ગતિ આ જીવની એવી નથી કે જ્યા

